પુસ્તકની ઉપજ શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજને હસ્તક છે.

---

ૐ

# માધાના પિતાનું પ્રેતભોજન

યાને

# કારજની કહાણી.

( ગદ્ય પદ્ય સહિત )

કર્તા.

દેશાઇ અમરસિંહ દેસાઇભાઇ

વિરમગામ.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર.

મીસ્ત્રી નારાયણજી રામજી કોન્ટ્રાકટર.

ઘાટકોપર—મુંબઈ.

સંવત. ૧૯૭૨. સને ૧૯૧૬.

આવૃત્તિ બીજી. પ્રત ૧૦૦૦.

મૂલ્ય બે આના.

"આ પુસ્તકની ઉપજ શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજને હસ્તક છે.

ૐ

# માધાના પિતાનું પ્રેતભોજન

યાને

# કારજની કહાણી.

( ગદ્ય પદ્ય સહિત )

કર્તા.

દેશાઇ અમરસિંહ દેસાઇભાઈ.

વિરમગામ.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર.

મીસ્રી નારાયણજી રામજી કોન્ટ્રાકટર.

ઘાટકુપર—મુંબઈ.

સંવત. ૧૯૭૨, સને ૧૯૧૬.

આવૃત્તિ બીજી. પ્રત ૧૦૦૦.

મૂલ્ય બે આના.

# નિવેદન.

શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજના મહોત્સવ પ્રસંગે "બાળલગ્ન અને મરણ પાછળનાં જમણો" અટકાવી જ્ઞાતિ બન્ધુઓને સન્માર્ગે દોરવાના થતા પ્રયાસમાં, આખ્યાનોદ્વારા સદ્બોધ આપવાનો પ્રથા વિશેષ ફળદાઇ નિવડવાનો મારો નમ્ર અભિપ્રાય અન્ય બન્ધુઓના અનુમોદનથી વિશેષ દ્રઢીભૂત થયો અને વડોદરા, બાવળા, વિરમગામ અને ધ્રાંગધરા મુકામે મળેલી બેઠકોમાં અને અન્ય પ્રસંગે એ પદ્ધતિએ આપવામાં આવેલ ઉપદેશથી શ્રોતાઓના હૃદયપ્રદેશપર સારી અસર ઉપજાવી શકાવાનો પ્રતિદિન અધિકાધિક અપરોક્ષાનુભવ થવાથી એજ દિશામાં જેમ બને તેમ વિશેષ પ્રયત્નશીલ થવાને મનોવૃત્તિ ઉશ્કેરાતાં આ લઘુ ગ્રંથની બીજી આવૃતિ બહાર પાડવાની આવશ્યકતા જણાઈ છે, ઉપરાંત અધુના જનસમાજ વિશેષ વિશેષ અનુકુલતા ઇચ્છતી હોવાથી આવાં આખ્યાનો ગદ્યપદ્યમાં (ભાષણો સાથે) છપાય તો તે જનસમાજને વધારે સરળતાથી ઉપયોગી થઇ પડે એવી વારંવારની માગણી થવાથી આ સમયની બીજી આવૃતિ એજ રીતે ભાષણ સાથે બહાર પાડવામાં આવે છે.

આ પુસ્તકની વેચાણ કીમત શ્રી કડવા પા. શુ. સમાજના ઉપદેશક ફંડમાં જવાની હોવાથી તે ફંડને સતેજ કરવા પરોપકાર દ્રષ્ટીથી જેમ પ્રથમાવૃત્તિ પોતાના ખરચે છપાવી આપી હતી તેમ આ દ્વિતીય આવૃત્તિ પણ તે ઉદારચિત્ મીસ્ત્રી નારાયણ રામજીભાઇએ પોતાના ખરચે છપાવી આપી ઉદારતા દર્શાવી છે તેમ જ્ઞાતિજનો પણ આ પુસ્તક ખરીદી યથાશક્તિ ઉપદેશક ફંડને સતેજ કરવા પ્રયત્ન કરશે તેવી નમ્ર પ્રાર્થના છે. મીસ્ત્રી નારાયણભાઇની આ પ્રશંસનીય અનુકરણીય ઉદારતા માટે હું તેમને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપવાની તક લઉં છું.

અમરસિંહ.

# પ્રેતભોજનનું આખ્યાન.

## ( પૂર્વરંગ. )

મંગલાચરણ ( કલ્યાણની સાખી. )

સુખદાતા સતિ પાર્વતી, દુઃસહ દુઃખ હરનાર,
સુખસંપતિ દો ભગવતી, વરદાઇ છો ઉદાર;
સેવકજન રંજન સદા, સુખદુઃખના આધાર,
અમર સમરતાં સહાય હો, નમું હું વારંવાર.

( અનંત એકજ છે અવિનાશી.—એ રાગ )

સફળ કૃતિ કર માતુ હું મ્હારી.
સુમતિ પ્રેરક સદાયે દયાળી; સફળ.
જ્ઞાતિ હિત ચિત સ્થીર કરી સ્થાપો,
ઇચ્છું ભવાની કૃપાએ તહારી; સફળ.
અધમ ઉદ્ધારક જ્ઞાતિ કે ગંગા,
ઉભય શિવા નહિ અન્ય હિતકારી; સફળ.
ઋદ્ધિભૂત છે એ મંત્રજ મ્હારો
જ્ઞાયક તેનો અમર સુખાળી. સફળ.

**શ્રી ઉમિયા માતાની જય !**

બન્ધુઓ ! દરેક શુભ કાર્યની શરૂઆતમાં દેવતાઓની સ્તુતિ કરી તેમની સહાય માગવાના ઇષ્ટ રિવાજ મુજબ આપણાં કુળ-

દેવી શ્રી ઉમિયા માતાના ગુણગાન સાથે આપણે આરંભેલો પ્રયોગ સફળ થવા માટે સર્વ કલ્યાણના કારણરૂપ તે મહા સતિની આપણે પ્રાર્થના કરી અને તે સાથે આપણી જ્ઞાતિનું કલ્યાણ પણ માગી લીધુ. ભાઇઓ! લાખ્ખો મનુષ્યોની સંખ્યાવાળી આપણી જ્ઞાતિ, ગંગાજી સમાન પવિત્ર છે, અને ભાગીરથી જેમ પતિતોને દોષમુક્ત કરી પવિત્ર બનાવે છે તેમ જ્ઞાતિ, પોતાનાં બાળકોના અપરાધની ક્ષમા બક્ષી દોષિતને નિર્દોષ કરી શકે છે, એટલે તેને ગંગા સમાન પવિત્ર ગણી છે. હંમેશાં પવિત્રતા હોય ત્યાંજ ભક્તિ સંભવે છે એટલે ગંગા સમાન પવિત્ર એવી આપણી જ્ઞાતિની ભક્તિ કરવી એજ પરમાર્થનું એક અગત્યનુ અંગ છે. તેની ભક્તિ–સેવા એ મહા પુણ્યનું કાર્ય છે, પરમાર્થદ્વારા પરમાત્માને પ્રાપ્ત કરવાનું એ પ્રથમ પગથીયુ છે. મનુષ્ય જીવનના કલ્યાણ અર્થે કિંવા મોક્ષની પ્રાપ્તિ માટે આપણી વૃત્તિઓને પરમાર્થના પંથે દોરવામાં જ્ઞાતિ સેવા રૂપી માર્ગ સરળ અને વિશેષ હિતકર છે. આવા સુગમ અને સર્વોત્તમ માર્ગે પરમાર્થ સાધવાનું બની શકે નહિ, તો પછી અન્ય માર્ગે તે લક્ષ થવું કેવળ અસંભવિત છે. બેશક જ્ઞાતિની સેવા એટલે પોતાના સગા સહોદર અને કુટુંબીઓનીજ સેવા છે, છતાં લાખો મનુષ્યોની બંધાયેલી જ્ઞાતિને શાસ્ત્રમાં પરમાત્માના સ્થળરૂપ માનેલી હોવાથી જ્ઞાતિની સેવા એજ પરમાત્માની સેવા છે, અને સેવા બજાવવા યોગ્ય જ્ઞાતિ એટલે આપણા બંધુઓ અને આપણે પોતેજ! પોતાના સહોદરનું ઉદર ભરવા કે મદદ કરવાના કાર્ય તરફ એક નિર્દય માણસને પણ ઇચ્છા થાય છે અને એટલો પરમાર્થ કરવા લલચાય છે પણ ખરો, જેથી પરમાર્થનું પ્રથમ પગથીયું જ્ઞાતિ સેવા કહેવામાં આવે છે.

જ્ઞાતિ સેવાના કાર્યને ધાર્મિક માનવામાં આવે છે કારણ તે ધર્મમાં અવશ્યે પરમાર્થનો સમાવેશ થયેલો છે, આપણે ટુંકાણમાંજ પતાવીશું કે "નિષ્કામ બુદ્ધિથી કોઈનું કલ્યાણ થાય તેમ કરવું" એજ પરમાર્થ. આપણે સઘળા જ્ઞાતિના કલ્યાણના વિચારો કરીએ છીએ. વિચારો સાંભળી કે સંભળાવીને કલ્યાણનો માર્ગ શોધી કાઢવો એ આપણો ઉદ્દેશ છે માટે નિષ્કામ બુદ્ધિથી તે કલ્યાણના માર્ગ તરફ પ્રવૃત્તિ રાખવી એ એક પરમાર્થજ છે. પરમાર્થ સાધવા માટે આપણામાં ભક્તિ ઉત્પન્ન થવી જોઈએ એટલે જેવો મીરાં અને નરસિંહ મહેતાનો શ્રીકૃષ્ણ પરમાત્મા તરફ વિશુદ્ધ પ્રેમ હતો તેવો આપણામાં ભ્રાતૃભાવ ઉત્પન્ન થવો જોઈએ અને એવો ભાવ અને પ્રેમ આપણી જ્ઞાતિ તરફ ઉત્પન્ન થાય એનું નામજ ભક્તિ છે અને એ ભક્તિમાંજ ધર્મ છે. આ ઉચ્ચ ધર્મની સાધના માટે કેવો પુરૂષાર્થ આદરવો એવો અહીં પ્રશ્ન ઉપસ્થિત થાય છે અને તેનો એ પ્રત્યુત્તર છે કે,–

ગીતી.

ધનવંતે ધન અર્પી, જ્ઞાતિ હિતનું કાર્ય સદા કરવું;
સુજ્ઞે સુબોધ અર્પી, કાપી જડતા શ્રેષ્ઠ જ્ઞાન ભરવું.

જે જ્ઞાતિ બન્ધુઓની આર્થિક સ્થિતિ સારી હોય તેમણે પોતાના ધનના ભંડારનો કેટલોક ભાગ જ્ઞાતિના કલ્યાણ અર્થે–બાળકો હુન્નર ઉદ્યોગની કેળવણી લઈ આમ વર્ગને મદદ કરતા થઈ પડે તે માર્ગે–વાપરવો, જે જ્ઞાતિ જનોને સદ્‌વિદ્યા પ્રાપ્ત થયેલી હોય તેમણે, અજ્ઞાન બન્ધુઓની જડતા નષ્ટ કરવાના પ્રયોગો આદરી, તેમને બોધ આપીને અજ્ઞાનતા દૂર કરવાનું તપ આદરવું જોઈએ;

અને જે બન્ધુઓ માત્ર પોતાની શારીરિક સેવા અર્પણ કરી શકે તેમ હોય તેમણે જ્ઞાતિ સેવાના ધર્મ્ય કાર્યોમાં પોતાના શરીરની સેવા સમર્પણ કરવી જોઇએ. કહેવાની મતલબ એવી છે કે દરેક માણસ કોઇ પણ સ્થિતિમાં જ્ઞાતિ સેવા કરી ધર્મ બજાવી શકે છે, એટલે તે કાર્યમાંથી દુર રહેવું અને અધર્મ સેવવો એ બન્ને સમાન છે. જ્ઞાતિના કલ્યાણ અર્થે થતા દરેક કાર્યમાં મદદ કરવી એ મહાન પવિત્ર ફરજ છે અને તે સમજી શક્યા નહીં તો;—

છપ્પો.

હોય અખૂટ ભંડાર ભલે ધનથી છલકાતા,
પામી રાજ્યમાં માન બન્યા હોયે મદ માતા;
નાંખી મુછે હાથ કાજ જશનાં બહુ કીધાં,
સભાજીત ધરી નામ પાણી પંડિતનાં લીધાં;
વળી કળા બાજીમાં પૂર્ણ તે હરેક વાતે સમર્થ છે,
અમર જ્ઞાતિ અભિમાન વીણ શ્વાનપુછ સમ વ્યર્થ છે.

ગૃહસ્થો ! દેશાવરમાં દુકાનો સ્થાપીને કિંવા ભિન્ન ભિન્ન પ્રકારના ઉદ્યોગનાં કારખાનાંઓ કહાડીને અને એવી અનેક યોજનાઓ ધનવૃદ્ધિ અર્થે યોજીને દ્રવ્યથી અખુટ ભંડાર ભરવામાં આવે, અથવા રાજ્યમાં ચઢતા હોદ્દા ઉપર આવી પ્રજા ઉપર હાકેમી ભોગવવાનું મળે, યા દેશ પરદેશ જઇ પંડિતોની સભામાં વિજય મેળવી વિદ્યામાં અજીતપણું પ્રાપ્ત થાય અને કદાચ માત પિતાનાં કારજો કરવાથી કે લગ્ન પ્રસંગે પુત્ર પુત્રીઓની પાછળ પુષ્કળ દ્રવ્યનો વ્યય કરવાથી સર્વોપરીપણું મળ્યું હોય કિંવા મેળવી શકાય અને સેંકડો બાઝી હોઇ

કીર્તિના કાર્યો આપણા હાથે થયાં હોય તોપણ જ્યાં સુધી આપણી જ્ઞાતિ તરફ ભ્રાતૃભાવ કે સ્નેહ ઉત્પન્ન થયો નથી ત્યાં સુધી આપણને મળેલી સર્વ કીર્તિ વૃથા છે. જ્ઞાતિ અભિમાન ઉત્પન્ન થયું નથી ત્યાં સુધી પરમાર્થના માર્ગથી આપણે સેંકડો ગાઉ દુર છીએ.

મને સંપૂર્ણ ખાત્રી છે કે જ્ઞાતિ સેવાનો યથાર્થ માર્ગ સમજાવવામાં આવે તો સેંકડો બન્ધુઓ તે કાર્ય તરફ પ્રવૃત્તિ કરવા તૈયાર થાય, પરંતુ કહેતાં ઘણીજ શરમ થાય છે કે જગતનું પોષણ કરનારી સમુદ્રસમાન આપણી જ્ઞાતિ આજે એવી અધમ સ્થિતિમાં છે કે કલ્યાણનો માર્ગ બતાવવાના કાર્ય પુરતાં સાધનો પણ આપણી પાસે નથી ! ! વાંચન પુરૂ પાડનાર પુસ્તકો અને ગામે ગામ ફરી બોધ આપનાર ઉપદેશકોના ખર્ચનો સવાલ જ્યારે જ્યારે અમારી સમક્ષ ખડો થાય છે ત્યારે ત્યારે અમારાં નયનોમાંથી અશ્રુ પ્રવાહ ચાલવાનોજ બાકી રહે છે ! ભાટોએ વર્ણવેલી રાજા કરણ જેવી દાનેશ્વરી આ મહાન્ જ્ઞાતિ માટે આ કેટલી અફસોસની વાત છે ?

આપ સર્વે એ પણ કબુલ કરશો કે દેશકાળને અનુસરતા આપણા વૈભવો આપણને મોટા ખર્ચમાં દિનપ્રતિદિન નાખતાજ જાય છે, છતાં પણ જ્ઞાતિજનો હંમેશાંને માટે પોતાની ઉદારતા તજી ન દે એ અમારી ઇચ્છા છે, પરંતુ જે પૈસાને મેળવતાં અનેક સંકટો સહન કરવાં પડે છે, જેના વાસ્તે મનુષ્ય પોતાની જીંદગીનો પણ ભોગ આપતાં અચકાતો નથી, તે પૈસાનો સદુપયોગ થાય તોજ તે મનુષ્યનું ચિત્ત પ્રસન્ન રહે, પૈસાનો વ્યય પણ ત્યારેજ યોગ્ય કહી શકાય ! હું કહી ગયો તેમ ગૃહસ્થોએ જ્ઞાતિ ઉન્નતિને અર્થે જ્ઞાતિ સેવકોને પોતાની સેવામાં હંમેશ ઉત્તેજીત રાખવા, અને વખતો વખત જ્ઞાતિનાં બાળકોના અભ્યુદય અર્થે પોતાનો ઉદાર હાથ

સંભાળવો જોઇએ. અમે સમયે સમયે અનેક સંકટોમાં આવીએ છીએ એ આપ વિચારી જોશો. નાણાંને સદ્ધર્મના રસ્તેથી મેળવવું અને તેનો સદ્વ્યય કરવો એ દરેક ડાહ્યા પુરૂષનું કર્તવ્ય છે. કારણ !

પદ.

( દાસ પર દયા લાવોરે—એ રાગ. )

સાચુ સગું છે નાણું રે, આરે જગતમાં સાચુ સગું છે નાણું;
નારી પણ માગે નાણું, નાણાથી થાયે ટાણું;
હું તો પ્રભુ દોઢા જાણું જાણું રે. આરે જગતમાં.
નશીબેથી નાણું ભાગે, વ્હાલાથી વેર જાગે;
લાગે નહિં કાંઇ ઠામ ઠેકાણું રે. આરે જગતમાં.
ઘરમાં જો હોયે નાણું, પ્રેમે નારી પીરસે ભાણું;
નાણું વસાણું અમર જાણું રે. આરે જગતમાં.

સુજ્ઞ બંધુઓ ! હું નથી ધારતો કે આ વાતમાં તમને અતિશયોક્તિ લાગે. આપણા પૈકી દરેકને એવો તો અનુભવ થયોજ હશે કે દરેક કાર્યમાં પૈસાની જરૂર છે. એકલો પરમાર્થ કે દાન કરવામાંજ પૈસાની જરૂર પડે છે એવું નથી. સગાં સ્નેહી સાથેના વ્યવહારમાં પણ પૈસા સિવાય ચાલતું નથી; એક બીજાના ખર્ચનો પસારો વેઠાય ત્યાં સુધીજ સગપણ કે નાતો ટકે છે. અરે ! ઘરની સ્ત્રીને પણ જોઇએ તે લાવીને આપીએ, જોઇતી વસ્તુ માગે તે ટાંણે હાજર કરીએ તોજ સ્નેહ ધરાવે અને હેત લાવીને ભાણું પીરસે. ભલે ! આખી ઉંમર ઉથલપાથલ કરી પણ આયખી કે કુટુંબીઓ

આકરી તો ત્યારેજ કરે કે પાછળ કંઇ ભોગવવાની આશા બંધાની હોય, એવો આજ જમાનો આવ્યો છે. હું ઇચ્છતો નથી કે કોઇને આ કડવો સ્વાદ ચાખવાનો અનુભવ થાય. પરંતુ તમે એટલી વાત ચોક્કસ ખ્યાલમાં રાખજો કે કોઇ પ્રકારનું સુખ ભોગવવાની તમારે ઇચ્છા હોય તો તેટલાજ પ્રમાણમાં તમારે પૈસાની જરૂર પડશે. એક અનુભવી કહે છે કે:—

બયત.

ગર ઘરમેં જર હય તો દુનીયાંમેં લહર હય,
સિવા જરકી જીન્દગાની કાતીલ ઝહુર હય.

કવિએ સાંપ્રતકાળનો પુખ્ત વિચાર કરીનેજ કવિતા બનાવી હોય તેમ લાગે છે. સુજ્ઞ બંધુ! પોતાના વ્હાલા બાલુડાને આપવા ખીસ્સામાં પાઇ પૈસા ન હોય તો તેના મનોહર કાલા કાલા શબ્દો પણ કડવાશને અનુભવાવે છે. આખા દિવસના કામથી કંટાળી ગએલો રમણ પણ જ્યારે નિર્ધનગૃહમાં પ્રવેશે છે, ત્યારે મુગ્ધ રમણીની સુધાસ્યન્દિની પૃચ્છા પણ વિશ્રાંતિને સ્થાને તન મનને ઉકાળી નાંખે છે. ભોજનપર બેસતાં હંમેશની ગરીબ થાળી દ્રષ્ટિએ પડતાં મનુષ્ય દુઃખી થયા વગર રહેતોજ નથી. એ સર્વનું કારણ "સિવા જરકી જીંદગાની કાતીલ ઝહર હય!" એથી ઉલટુંજ પૈસાપાત્ર પુરૂષની સ્થિતિ કલ્પનામાં આવી શકે તેમ છે. દિવસે દિવસે વખત બહુજ ખરાબ આવતો જાય છે, એમ અનેક સ્થળેથી આપણે સાંભળીએ છીએ. આવી સ્થિતિમાં આપણે આંખો મીંચી પુરાતન કાળથી બાપદાદા પીતા આવ્યા છે માટે કડવું પાણી પી આખી જીંદગી અકારી કરવી એ મુર્ખતાજ! બીજું શું? પોતાના પગ ઉપર કહોવાડો મારતાં આટલું પણ આપણે વિચાર કરતા નથી.

નાણુંજ ઉપર કહ્યું તેમ સાચું સગું છે. આ સમય એવો છે કે, જે પૈસાવાળો તેનેજ મિત્ર, તેનેજ ભાઈબંધુ આવી મળે, તેજ સુન્દર આકૃતિવાળો, તેજ વિદ્વાન્ ને તેજ પંડિત. અમને આ જમાનો બીલકુલ માન્ય નથી. પરંતુ તે આપણા હાથ બહારની વાત છે. માટે ફક્ત રોગના ઉપાય શોધવા એમાંજ હાલના વૈદ્યો કર્તવ્ય માને છે. એથીજ અમારૂં એમ કહેવું છે કે:-

પદ.

( ગર્ગગુરૂને મેં તો વશ કરી લીધા.—એ રાગ. )

ખર્ચ કરો ના કદી કરજ કરીને,
નહીં તો પસ્તાવો છે પેટ ભરીને; ખર્ચ.
અર્થ વિના જો અર્થ ખરચીએ,
ગાંઠ ગુમાવીએ ગાંડા ઠરીને; ખર્ચ.
શત્રુ વિરામે જીવજ લઈને,
કરજ ન છોડે પ્રાણુ હરીને; ખર્ચ.
સાંપ્રત સમયના નૂતન વૈભવો,
ચેતી અમર રહો ખુબ ડરીને. ખર્ચ.

આ ગાયનની પ્રત્યેક પંક્તિનો ફક્ત આપ વિચાર કરી આપના હાથેજ કોઈ સુગમ્ય રસ્તો શોધી કાઢશો એવી હું આશા રાખું છું. આ પ્રકારની વસ્તુસ્થિતિમાં વળી શાસ્ત્રમાં બીલકુલ નહિ કહેવા છતાં આપણે મરી ગએલા વ્હાલા જનનાં આંસુ એ લ્હોવાયા પૂર્વેજ હડકવા ઉત્પન્ન કરતાં વિચાર કરતાં નથી એથી બીજું આપણું અધમ કાર્ય શું હોય! પ્રેતભોજન કરી મ્હોટા શહેરોમાં તો આપણે-

હજાર રૂપીઆનો એક દિવસે વરો કરી ઘર ઘરેણાં વગરનાં થઇ ગએલાં હજારો જ્ઞાતિજનોને વક્તાએ અને શ્રોતાએ જોયાં હશે. દરેક જ્ઞાતિજનને આ સ્થિતિમાં નાંખવા વગર બોલાવે સગાં વ્હાલાં આ પ્રસંગે ભેગાં થઇ પોતાના પિશાચ કાર્યમાં કર્તવ્ય કે મઝા સમજે છે, પરંતુ પાછળથી ગરીબ બિચારા રંક જનની શું સ્થિતિ થાય છે તે તેઓ ભાગ્યેજ જોવા જાય છે, કારણ ઘણું કરીને સહુને અનુભવ હશે કે,

દુહો.

મંડપ નાંખે સહુ મળી, કાઢયામાં નહિ કોય;
લાગે તે પછી ભોગવે, જોયા જેવી હોય.

જેના લાગ્યા તે ભોગવે. કરે એજ ભોગવે એ ન્યાયે દુઃખમાં દિલાસો દેવા માત્ર ઇશ્વર સિવાય તેમના સાનિધ્યમાં કોઇ રહેતું નથી. અનેકવાર તમે તમારી દ્રષ્ટિએ પ્રેતભોજન કરી કંગાલ થઇ ગએલા જ્ઞાતિભાઇઓ જોયા હશે, તેથી વધારે તો શું પણ આપ ખાસ કાળજીપૂર્વક, જેઓ મોટા શહેરોમાં ગામડામાંથી મજુરી કરી-ખાવા આવી વસ્યા છે, તેમને ખેતી વગેરે મૂકી દઇ ગામ છોડી આવવાનું કારણ પૂછી ખાત્રી કરશો તેવી વિનંતિ છે. મ્હારૂં ફક્ત કર્તવ્ય આપને કહેવાનું છે.અને તે નિષ્પક્ષપાત બુદ્ધિથી વિચારવું એ આપનું કર્તવ્ય હું સમજું છું. માટે આ વ્યવહારના કોઇપણ કાર્ય-માં કરજ કરી ખરચ કરવા તરફ એવી ભીતિ રાખજો કેઃ-

ગીતી.

ચેપી મરજ સમ ડરજો, કરજ ચુકતાના કાર્ય થકી નીત્યે;
અમર પ્રાર્થના એ છે, હિત શિક્ષાને સ્થિર કરો ચિત્તે.

સત્ય હકીકત હું કહી ગયો તે પ્રમાણે છે, તેમાંથી બચવા બચાવવા દરેક જણે હંમેશ ઉદ્યુક્ત રહેવું એ આવશ્યક છે. આજ આપ સમક્ષ સર્વ બીના મૂકી તો ખરી, પરંતુ જો કોઈ દ્રષ્ટાંતદ્વારા તેમ કરવામાં આવે તો તેથી આપને રસ પડતાં કંઇક વધારે અસર-કારક થઈ પડે એ હેતુથી--

## મરાઠી સાખી.

કર્જ કરીને ખર્ચ કર્યાની, કહું સત્ય એક કહાંણી,
જાણી સહુ જન સાર લેશે, નિશ્ચે દયા દીલ આણી;
શાણી શિક્ષા પરમાણી, ટાળી રોષ રાગ આણી.

એ ઉદ્દેશાનુસાર એક સાચે સાચું દ્રષ્ટાંત આખ્યાનદ્વારા આપ સર્વ સમક્ષ હું કહી બતાવું છું તે આપ શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરી હિત અહિતનો વિચાર કરશો.






# શ્રી ઉમિયા માતકી જય.

હિંમતપુરમાં કેશવજી નામના એક પટેલ રહેતા હતા. અને આસપાસના ગામવાળા તેમને કેહા પટેલના નામથી ઓળખતા તથા બોલાવતા હતા.

હિમતપુરનું તોરણુ કેહા પટેલના વડીલોએ બાંધેલું હોવાથી ગામ પટલાઇ તથા નાત પટલાઇ અસલથી તેમના વંશમાં ચાલી આવતી હતી.

કેહા પટેલનું કુટુંબ બોહોળું હતું. પચાણુ, ધરમશી, અમરશી, કુમેર, અણુદો અને વેલો કરીને તેઓને પીત્રાઈ ભાઈ હતા. તેમાં પચાણુ શરૂથી નજીકનો હતો પણુ તે હીમતપુર છોડી ઘણાં વરસ થયાં શંખેશ્વર રહેવા ગયો હતો. સઘળા ખેતીનો ઉદ્યોગ કરી સુખી જીંદગી ગાળતા હતા.

કેહા પટલના પિતાએ પટલાઇનો અલૌકિક સ્વાદ ચાખ્યો નહોતો. તેમણે તો પોતાની જીન્દગી ખંતપૂર્વક ખેતી કરવામાં ગાળી હતી. ઘરે નોકરો ( સાથી ) હોવા છતાં તે જાતે ખેતીનું કામ કરતા, અને નોકરોના કામ ઉપર પુરી દેખરેખ રાખતા હતા. એટલુંજ નહી પણુ પોતાની હયાતિ સુધીમાં પટલાઇના બુરા મરજનો ચેપ તેમણે કેહા પટલને પણુ લાગવા દીધો નહોતો; જેના પરિણામે પિતાના મણું પછી કેહા પટલને જર જાગીરનો સારો વારસો મ-ળ્યો હતો.

કેહા પટેલ સ્વભાવે માનાભિલાષી, ઉદાર અને ચડાઉ હતા. પરંતુ કામકાજ કરવા કરતાં વાતો કરવાનું તેમને વધુ પ-સંદ પડતું હતું. પિતાના ઉત્તરકારજમાં પરગણું તેડી દ્રવ્યના

સારા ભોગે જ્ઞાતિમાં શ્રેષ્ઠત્વ સંપાદન કરી આસપાસનાં પરગણાંઓમાં ડંકો દીધો હતો. ત્યાર બાદ પટલાઇના આ રસીક પુરૂષે પોતાની વંશ પરંપરાની પટલાઈની ગાદી સંભાળી લીધી હતી, અને તેથી મોટા ભાગે તેઓ પોતાનો સમય પરની પંચાતો કરવામાં અથવા જ્ઞાતિમાં ઉપસ્થીત થતા ટંટાના નિવેડા લાવવામાં કિંવા મેમાનો અને અધિકારી વર્ગનું સ્વાગત કરવામાં તથા જુદી જુદી કચેરીઓ અને કોર્ટોમાં રખડપટી કરવામાં વ્યતિત કરતા હતા. આ પરિસ્થિતિના અંતે તેમને અફીણનું પણ પાકું બંધાણ થયુ હતું. ડેલીએ આખો દિવસ ડાયરો જામેલોજ રહેતો હતો.

ખેતીવાડીનું કામ નોકરો કરતા હતા. તેમના ઉપર કોઈ દેખરેખ રાખનાર નહોતું, જેથી નોકરો પણ પોતાની ઇચ્છામાં આવે તેટલું કામ કરી સાંજ પાડી ઘરે આવતા હતા, અને નોકરીના રોજ ચઢાવતા હતા.

દેખરેખ વિના દિવસે દિવસે ખેતીવાડી બગડવા લાગી. કેટલાંક ખેતરો પડતર-જોડ થઈ ગયાં. ઉપજ ઓછી આવવા લાગી, અને જમીનના અંગનો ખર્ચ જેનો તેજ રહ્યો. તે સાથે વખત જતાં પટલાઇની જમાવટ થઇ મેમાન પરોણાનો તથા અફીણ તમાકુનો ખર્ચ વધી ગયો. ઘરમાં પડતી ખાદ પિતાની મુંડીથી પુરવામાં આવતાં તે પણ લગભગ પુરી થઇ ગઈ અને હાથ ભીડમાં આવવા લાગ્યો.

કેહા પટલની વહુ સમજુ અને વિચારશીલ હતાં. ધંધો છોડી કુવળ પરની પંચાતો કરવામાં, કિંવા ચોરે ચઢી અથવા ડેલીએ ડાયરો જમાવવા અને ગામ ગપાં મારવામાં પટલ પોતાનો વખત વ્યતિત કરતા હતા તે તેમને મુદ્દલ ગમતું નહોતું. તેથી તેઓ પ્રસંગોપાત ઘરની સ્થિતિ ઉપર પટેલનું ધ્યાન ખેંચી કહેતાં કેઃ—

## સાખી.

પર પંચાતે પરવરો, ઘરમાં ઉઠે વાટ;
ચેતાવું ચેતો પીયુ, નભશે નહીં આ ઠાઠ.

ધણીઆણીના આવા ઉત્તમ બોધનો પટલ તરફથી માત્ર એ-ટલોજ જવાબ વાળવામાં આવતો હતો કેઃ—

## સાખી.

ક્લેશ તજીદે કામની, શા માટે શોષાય;
નાત જાતમાં આબરૂ, ખર્ચ કરે બંધાય.

જશતો જાન સાટે છે. મેમાનોના નસીબનોજ રોટલો ખાતા હઇશું તો કોને ખબર છે, પરભુનાં કામ પરભુ ઉપાડશે પણ મારાથી કોઇ વાતે પાછી પાની નહી દેવાય અને આ કાયાએ બીજું નહીં થાય. ઇત્યાદિ આડું અવળું સમજાવી પટલાણીના મનનું સમાધાન કરવામાં આવતું હતું.

કેહાપટલને માધો કરીને એક દિકરો હતો તેને રીવાજ પ્રમાણે ૭ મહીનાની ઉંમરમાંજ પરણાવી દેવામાં આવ્યો હતો. પટલનું ઘર જ્ઞાતિમાં પુછાતું હોવાથી વેવાઇ પણ સારી સ્થીતિ વાળો મળ્યો હતો.

માધાની ઉંમર પુરી દશ વરસની થઇ નહોતી ત્યારથી પટલા-ણીએ દિકરાને પુંખી લેવાની માગણી શરૂ કરી હતી, તેમાં વળી દુર્ભાગ્યે પટલાણીની શારીરિક સ્થિતિ પ્રતિદિન બગડતી હોવાથી જી-વતાં જીવતાં દિકરાને પુંખી લઇ લહાવ લેવાને તથા વહુને ઘરમાં ફરતી ફરતી જોઇ આંખોને ટાઢક વાળવાને પટલાણી રાત દિવસ તલસતાં હતાં. કવચીત રોષે ભરાઇ આંખોમાંથી પાણી પણ સારતાં

છતાં પટલ ચલાવે જતા હતા. તેનું કારણ માધો નાની ઉંમરનો છે અને આટલી ઉંમરે તેને પુંખી લેતાં તેના વિદ્યાભ્યાસમાં ખલેલ પહોંચશે એ નહોતું પરંતુ તેમના મનની મુઝવણ તો જુદાજ પ્રકારની હતી. તેમની અંતર ઇચ્છા એ હતી કે સારૂ વરસ આવે અને પોતાના પાસે પૈસાની સારી છુટ થાય તો આબરૂ પ્રમાણે પુંખણામાં ખુલ્લા હાથે પૈસા વાપરી સંપૂર્ણ લ્હાવ લઇ શકાય, પણ તેમની તે આશા આકાશ કુસમવત્ હતી. ધંધા ઉપર ધણીનું ધ્યાન ન હોય તો કદાપી તેમાં સારી પ્રાપ્તિ થાયજ નહીં એ નિઃશંક છે. વળી ખેતીના ધંધા માટે તો એ સિદ્ધ થયેલી કહેવત છે કે "જો ખેડુત બેઠકીયો થાય તો પર રળે ને પર ખાય". કેહાપટલને પણ તેમજ થતું હતું. કોઇ વરસ સારૂં આવતું તો ઘર ખર્ચ નીકળતું અને કોઇ વરસ પાક બરાબર ન આવે તો ખેડની કમાણી ખળામાંજ ખતમ થઇ જતી અને ઘર ખર્ચ માંથે પડતો. જ્યારથી પટેલે પટલાઇની ગાદી સંભાળી પરની પંચાતો અને ગામ ગપાટા મારવામાં સમય વ્યતિત કરવાની દિક્ષા લીધી હતી ત્યારથી તેમને ખેતીના ધંધામાં એક પણ વરસ સારૂં આવ્યુંજ નહોતું.

સ્ત્રીના કલેશથી કંટાળી તથા તેની શારીરિક સ્થિતિ વધુ બગડતી જતી જોઇ આખરે પટલે માધાને પુંખી લીધો. પોતાની દ્રવ્ય સંબંધી સ્થિતિ સારી નહોતી છતાં પણ આબરૂના મદમાં અને જશના લોભે પુંખણાના શુભ કાર્યમાં થોડું ઘણું કરજ કરીને પણ તેમણે પોતાનો મોભો જાળવી સારી રીતે લ્હાવ લીધો અને બીજાને લેવરાવ્યો. ઉપરાંત વહુના આણાના પ્રસંગે પણ વેવાઇ તરફથી આવનાર માણસોને તથા કુટુંબીઓને પણ ઉદાર મનથી ઘી ખાંડની આકુતીઓ આપી તમામ પ્રકારે તૃપ્ત કર્યા. પટલાણીનો આ બાબતનો

હમેશનો કલેશ ટળતાં પટલને શાંતિ વળી પણ તે શાન્તિ વિશેષ સમય ટકી નહીં. કારણ—

સાખી.

જન મન ઘાટ ઘડે ઘણા, હૈડે બહુ હરખાય;
નીરમે કંઇ કંઈ નીપજે, ધણીનું ધાર્યું થાય.

કેહા પટલને પણ તેમજ થયું, માથાનું પુખણું કર્યાને પુરા બાર મહિના થયા નહીં ત્યાં તો પટલાણીએ સ્વર્ગવાસ કરી પટલને ફરી ઘા માર્યો તથા તેમનો સંસાર બિગાડી દીધો.

આ સમયે કેહા પટલની સ્થિતિ તમામ રીતે દયાજનક થઇ ગઈ હતી અને તેનો ખ્યાલ તેમને થોડા ઘણા અંશે આવ્યો પણ હતો છતાં આબરૂ વ્યવહાર અને રીવાજના મહા પ્રાબલ્યે તે ખ્યાલને તેમના મગજમાંથી ખેસવી દીધો. મુળ સ્વભાવને અનુસરી તેમણે પટલાણીનું કારજ કરી બારમું ઉજવી દરિદ્રતાને દઢીભૂત કરી.

પટલાણીના મર્ણ પછી સવા મહિના સુધી તો કુટુંબના સ્ત્રી પુરૂષો તરફથી સારી રીતે દિલાસો મળ્યો અને સ્ત્રીના મર્ણનું મહાકષ્ટ તેમને દ્રષ્ટિગોચર થયું નહીં. કારજ વિત્યું અને સગા-સંબંધી સહુ લૌકીક આવી ગયાં એટલે નજીકનાં સગાંની કારણ-વસાત ઉત્પન્ન થયેલ કરૂણાજનક લાગણી દીવસે દીવસે ન્યૂન થવા લાગી. અને આખરે સહુ પોત પોતાના ધંધે વળગ્યા. પટેલના ઘરમાં હવે માધો અને પટલ બન્ને રહ્યા. ધીરે ધીરે પટલને વિધુરાવસ્થાના મહા કષ્ટનું ભાન થવા લાગ્યું. હજાર બારસો રૂપીઆ ખર્ચ કરતાં તેઓનું ઘર ગ્નાતિમાં આબરૂદાર હોવાથી ફરીથી બીજી સ્ત્રી તેઓને મળી શકે તેમ હતું પરંતુ તેટલી રકમ ખર્ચ કરવાની તેમની પાસે જોગ-

વાઇ નહોતી. વળી માધાને પુંખી લીધેલો હોવાથી તેમ કરતાં લોકોમાં વાતો થાય તેમ પણ ખરૂં. પાંચમે મહિનેજ પટલાણીની વરસી વાળી તે નિમીત્તે પણ ખાવા ખવરાવવાનો જે વ્યવહાર હતો તે સાચવી લઇ માધાની વહુને પિયરથી તેડાવી લીધી.

માધો હજુ નિશાળે ભણવા જતો હતો. તે ભણવામાં ચંચળ અને બુદ્ધિશાળી હતો. તેને તેના દાદાના શ્રેષ્ટ ગુણ વારસામાં મળ્યા હતા. જો તે શાળામાં પુરૂ શિક્ષણ લેવા પામ્યો હોત તો ઉત્તમ પ્રભાવશાળી વિદ્વાન પુરૂષ નીવડત પરંતુ રૂઢી દેવીના સામ્રાજ્ય માં તે સપડાઈ ગયો. બુદ્ધિની ખીલતી આવતી કોમળ પાંખડીઓ વ્યવહારના ઉગ્ર પરિતાપે કરમાઇ દહન થઈ ગઈ. વહુ ઘરમાં આણું વળે અને વર દફતર પાટી લઈ નિશાળે ભણવા જાય, ને રૂઢીના સંસ્કાર બળે માધાની ભાભીઓને તથા કુટુંબની અન્ય સ્ત્રી વર્ગને રૂચતું નહોતું. વહુના વર થઇ ભણવા જવાનું કાર્ય તેમના મનથી હાંસી રૂપ લાગતું હતું.

એક દિવસ માધાને પાટી પોથી લઇ નિશાળેથી ઘરે આવતો જોઈ તેની એક ભાભીએ ઉપહાસ કરી કહ્યું કે "બળ્યું ! ! માધા-ભાઇ ! વહુ ઘરમાં ઘુંઘટો તાણી ફરે અને તમે પાટી પોથી લઇ નાના છોકરાની પેઠે નિશાળે ભણવા જાવ તેમાં તમને તો શરમ આવતી નથી પણ બિચારી વહુ લાજી મરે છે ! તમારે ક્યાં વાણીઆનું હાટ માંડવું છે, તે મોટા મારા જેવડા થયા તો પણ ભણવા જાવ છો. જરા લાજતાએ નથી ? હવે ભણવું પડતું મુકી આના માથેથી ભાર હળવો કરો ! "

ભાભીની આ શિખામણે માધાના નિર્દોષ હૃદય ઉપર સચોટ અસર કરી. વહુના વર થઇ નિશાળે ભણવા ન જવાય એ

મૂર્ખાઇ ભર્યા ઉપદેશને આ સમાગમે બળવાન બનાવ્યો અને તેના પરિણામે વિદ્યાભ્યાસ તરફ માધાને અભાવ છુટયો. મનનો વેગ પ્રતિદિન નિશાળ તજવા તરફ વધુને વધુ વળવા લાગ્યો અને થોડા દિવસમાંજ તેણે વિદ્યાભ્યાસ તજી દીધો. જે હૃદય અત્યાર સુધી સર્વ સુખના કારણ રૂપ મહાદેવી સરસ્વતિનું નિવાસસ્થાન હતુ તેને ઉક્ત ઉપદેશે–સિદ્ધતિ–ભ્રષ્ટ કરી ગૂઢ દેવીના નિવાસ–રૂપ બનાવ્યું.

માધાની વહુની ઉંમર નાની હતી તથાપિ તે સુખી અને વભાવાળા માતા પિતાની પુત્રી હોવાથી તથા જાતે ડાહી હોવાથી ઘરના કામકાજમાં ઠીક કેળવાણી હતી. સાસુ મરી જવાથી ઘરનો સઘળો ભાર પોતાના ઉપર છે એમ તે સારી રીતે સમજતી હતી. જેમ જેમ વખત વ્યતિત થવા લાગ્યો તેમ તેમ તેણે ઘરના કામ-કાજનો બોજો અને માધાએ રળવાનો બોજો ઉપાડી લીધો.

કેહા પટેલને પુત્ર તથા પુત્ર વધુ તરફથી સુખ સંતોષ પ્રાપ્ત થતાં ધીરે ધીરે પત્નીના પરલોકવાસનું દુઃખ વિસારે પડવા લાગ્યું. અને જેમ જેમ અવકાશ મળતો ગયો તેમ તેમ પુનઃ ચોરે ચડી ડાયરો જમાવવા માંડયો અને જ્ઞાતિના દંકાઇ ગયેલા કજીઆ ટંટા જેમ વારાહ ભગવાન પૃથ્વીને સમુદ્રમાંથી શોધી લાવ્યા હતા તેમ જ્ઞાતિમાંથી શોધી કાઢી પ્રત્યક્ષ કર્યા પરંતુ પરમાત્માની ઇચ્છા હવે તેમની પાસે વિશેષ સમય જ્ઞાતિની પંચાતો કરાવવાની નહોતી. જીંદગીપરનો હક છોડવા માટે વખતો વખત પ્રભુના દરબારમાંથી આજ્ઞાઓ મળવા માંડી. કોઇ દિવસ જ્વર તો કોઇ દિવસ શૂળ, કોઇ દિવસ મળાવરોધ તો કોઈ દિવસ કફ પ્રકોપ, એમ શરીરને ભીન ભીન પ્રકારના વ્યાધિ દેખાવા લાગ્યા. સાથે સાથે ખાસી પણ

શરૂ થઈ. નિરંતર જ્ઞાતિના વિગ્રહોનું ચિંતવન કરનાર ચિત્તવૃત્તિ શરીરના મહાવ્યાધિની ત્રાસદાયક પીડામાં ગુંચવાઇ ગઇ. જ્ઞાતિના ઉપર પ્રતાપ પાડનાર પ્રભાવશાળી પટેલની શારીરિક સ્થીતિ એવી થઇ ગઈ કે,

સાખી.

દુરબળ ગાત્ર સઘળાં થયાં, ગયું શરીરનું જોમ;
હાથ પગ અટકી પડયા, શ્વેત થયાં સહુ રોમ.

અહોહો!! મનુષ્યને જુવાનીમાં આવી અંતકાળની સ્થિતિનો ખ્યાલ પણ આવતો નથી. અસંખ્ય જીવાત્મા પોતાની જીન્દગીની લાંબી મુસાફરી પુરી કરી, આવ્યા તેમ ફોગટ ફેરો ફરી આ દુનિઆ છોડી ચાલ્યા જાય છે. એમ જાણતા છતાં તે પોતે તો જાણે જન્મ મર્ણના આ કુદરતી નિયમ બહાર હોય, કોઇ દિવસ પોતાને મૃત્યુના મુખમાં જવાનું નથી એમ માની સ્વાર્થ અંધ બની ન્યાય અન્યાય, નીતિ અનીતિ કે ધર્માધર્મના વિવેકને વિસરી જઇ કેવળ પોતાની પશુ વૃત્તિઓ સંતોષવાની અભિલાષામાં હડકાયા શ્વાન પેઠે સુખ શાન્તિનો ત્યાગ કરી જ્યાં ત્યાં છળ કપટ અને પ્રપંચભર્યા નિચ કાવાદાવા કરી ગરીબ નિર્દોષ મનુષ્યોને પીડા ઉપસ્થીત કરવામાં પાછું વાળીને જોતા નથી. વળી કેટલાક તો માત્ર ઇર્ષાના કારણસરજ લાભાલાભનો વિચાર કર્યા સિવાય મક્ષિકાની માફક પોતાનું તથા અન્યનું અનિષ્ટ કરે છે; તેમજ કેટલાક તો કેવળ પોતાનો મમત પુરો કરવાની ખાતર નાત જાતમાં કે સમાજ સુધારણાના કાર્યમાં કે અન્ય કોઇ બાબતમાં સારાસાર સમજ્યા છતાં કે સમજ્યા વિના પૂણ્યના પવિત્ર કાર્યોમાં વિઘ્ન રૂપ બની અજ્ઞાન

ભોળા માણસો પાસે પોતાનોજ કક્કો ઘુંટાવા સંતોષ માની પાપનો કોષ વધારે જાય છે. આમ ભિન્ન ભિન્ન પ્રકારે મોહ વશ અનેક વ્યક્તિ જુવાનીના મદમાં મનુષ્ય દેહનો સદુપયોગ કરવાને બદલે દુરૂપયોગ કરી આયુષ્યને વૃથા ગુમાવી ઉત્તમ તનના અપાર લાભોથી બેનસીબ રહે છે. પરંતુ એના મદમાં છકેલા પામર જીવાત્માને ખબર નથી કે—

પદ.

જુવાની જુવાની નથી રહેવાની તનની જુવાની;

વૃદ્ધ જનો જે નજરે પડે છે આજે
હાલત એજ થવાની થવાની. નથી.
ખીલ્યું તે ખરશે ફુલ્યું કરમાશે
તજોને ગુમાન ગુમાની ગુમાની. નથી.
શ્રેષ્ઠ કર્મ જો બન્યું ન આ વયમાં
અમર ગણાશે નાદાની નાદાની. નથી.

આ પદમાં બોધ કર્યા મુજબ ઘડપણમા યાદગાર મહાન કાર્ય નહીંજ બને. ઘડપણ મહત્ કાર્યો કરવા માટે નથી પણ જુવાનીમાં કરેલી અનેક ભુલો અને પાપ કર્મોનો પસ્તાવો તથા પ્રાયશ્ચિત કરવા માટે છે. વ્યાધિગ્રસ્ત અશક્ત તન જેમાં બુદ્ધિની જડતા, મનની અસ્વસ્થતાને કાયરતા આવી ગઇ હોય છે અને પ્રભાવ રહીત કેવળ સગા સંબંધી પર બોજા રૂપ જીવન ગાળવાના સમયે, મનુષ્ય મહાન કાર્યો કરવાની ચાહ તેટલી અભિલાષા કરે પણ તે સમયે શું બને ! કાંઇજ નહી. સઘળું વ્યર્થ. પુરાણ અને ઇતિહાસ સ્પષ્ટ સમજાવે છે કે, આ જગત પર જે જે પરમ ભક્તો, મહાન વીરનરો,

સમર્થ તત્વજ્ઞાનીઓ, શોધકો, ઉપદેશકો, ઇત્યાદિ પરોપકારી પુરૂષો થઇ ગયા છે તેમાં તેમણે પોતાના યાદગાર મહાન કાર્યની શરૂઆત યુવાન વયમાંજ કરી હતી. માટે જુવાનીની પુરતી કિંમત આંકી અને તેટલા સુધી તેનો સદુપયોગ કરી લાભ લેવો આવશ્યક છે, નહીંતો પછી મધ્યાહ્નનો સૂર્ય જેમ જોત જોતામાં નમી જાય છે તેમ જુવાનીનો સમય પણ અનેક અભિલાષાઓમાં વહી જાય છે.

કેહા પટેલને પણ તેમજ થયું. તેઓના મનમાં અનેક અભિલાષાઓ રહી ગઇ અને જુવાની ચાલી ગઇ. તેમનું જીવન સંધ્યા સમિપ આવી પહોચ્યું હતું; મૃત્યુની અંધકારમય રાત્રી પડવાને હવે વિલંબ નહોતો. તેઓએ પોતાની જુવાનીનો ઉત્તમ સમય પરની પંચાતો કરવામાં, અન્યને નમાવી પોતાનો મમત પુરો પાડવામાં તથા ઉદ્યોગ તજી ઘરનો ખુણો તપાસ્યા શિવાય માત્ર મિથ્યા મોટાઈ મેળવવાના લોભથી પિતાએ મુશ્કેલીથી મેળવેલી મુડી છુટા હાથે વ્યર્થ વાપરી નાખવામાં ગાળો નાંખ્યો. શ્રીમંત ઘર કંગાલ બનાવી દીધું. પોતાના અવિચારી કૃત્યના પોતે ભોગ થવા ઉપરાંત નિર્દોષ પુત્ર માધાને પણ તેમાં ભાગીદાર બનાવ્યો અને સંસાર વ્યવહારનો સઘળો બોજો બીન અનુભવી પુત્રના શીરપર મુકી પોતે પથારીવશ બની સુગાના સ્વપ્નની માફક કરેલ કૃત્યના પસ્તાવામાં શેષ જીવન ગાળવા લાગ્યા અને તેથીજ શરૂઆતમાં કહ્યું છે કેઃ—

પદ.

ખર્ચ કરો ના કદી કરજ કરીને
નહીં તો પસ્તાવો છે પેટ ભરીને. ખર્ચ.
અર્થ વિના જે અર્થ ખરચીએ
ગાંઠ ગુમાવીએ ગાંડા કરીને. ખર્ચ.

'કેશા પટેલને દિવસે દિવસે વ્યાધિ વધવા લાગ્યો. આથી જીન્દગીભરમાં એકાદશી કે મહા જયંતિનું વ્રત નહી કરનાર જીવાત્માએ હવે સામટા ઉપવાસ કરવા માંડયા. ગામ પરગામથી સગા સંબંધી જનો પટેલનો મન્દવાડ જોવા આવવા લાગ્યા. માધાને માવજત અને જવા આવનાર મેમાનોની પરોણાગત કરવામાં પળવાર નિરાંત મળતી નહોતી. ધણી ધણીઆણી આ કાર્યમાં ઉભા પગે રહેતાં હતાં, તથાપિ કેટલાંક જોવા આવનાર ઇચ્છામાં આવે તેવી ખોટી ભુલો શોધી કાઢી પરોક્ષ કે પ્રત્યક્ષ નીંદા કર્યા વિના રહેતાં નહી, કેટલાંક પોતાના બોલવાની માંદા માણસના મન ઉપર શું અસર થશે તેની દરકાર રાખ્યા શિવાય માધાને સુચના કે શિખામણ રૂપે કહેતાં કે, "માધા! ભાની આંખ્યોના દેવતા ઉડી ગયા છે. ડોસાને વિસા મુકીશ નહી." વળી કોઇ કહે "માધા! ભાની કેડ બાંધી ચાકરી કરજે હવે એતો મેમાન જેવા છે" તો કોઇ કહે માધા! ઢીલું મોડું કરી શું બેઠા છે, બાપા મરશે તો ભાગ્યશાળી થઇ જશે. કેવી રૂપાળી લીલી વાડી મુકીને જશે. હવે કાઇ ધણી ધણીઆણી નાના નથી સમજ્યો ભા' આ પ્રમાણે દરદીને તથા માધાને કંટાળો આવે એવા ઉદ્ગાર કાઢનાર મોટા ભાગે સ્ત્રી વર્ગજ હતો. ડોસાને મંદવાડ વધી ગયો ત્યારથી આખું કુટુંબ તેમના ખાટલા ફરતો ઘેરો નાંખીને બેસતુ હતું અને ગામ ગપાટા મારતુ હતું આ પરિસ્થીતિમાં કેશા પટેલની માંદગીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું:—

## સાખી.

કફથી કંઠ રૂંધાઇ ગયો વધ્યો શ્વાસનો જોસ,<br>
તુટયા સાંધા શરીરના દેહ થયો બે હોશ.

ધરમશી તથા અણુદા જે ખાટલાની પાસે બેઠા હતા તેમણે માંદગીનું ભયંકર સ્વરૂપ જોઇ પોતાના મન સાથે નક્કી કર્યું કે હવે ડોસો વધુ વખત કાઢશે નહીં જેથી રીવાજ પ્રમાણે મૃત્યુ સમીપ જઇ પહોંચેલ દરદીને પ્રભુ સ્મરણ કરાવવાની શરૂઆત કરી. પટેલના કાન પાસે પોતાનું મુખ રાખી મોટા અવાજે તેઓ વારા ફરતી કહેવા લાગ્યા. " બાપા રામ વહાલા રાખજો ! ભગજી, માધાના કાંઈ ફિચાટ રાખશો નહીં ! આ બધી આળપંપાળ પડી મુંકી રામ રામ કહો રામ રામ !" પરંતુ પ્રભુની યાદ દેવડાવનારને એ ખ્યાલ આવતો નહોતો કે બાપાનો જીવ અંતકાળના દારૂણ વ્યાધિથી છુટવાની અકળામણમાં અનેક યત્નો કરી ગોથાં મારે છે. તંદુરસ્ત હાલતમાં જેને સ્વપ્ને પણ ઇશ્વરનો ખ્યાલ આવ્યો નથી, જેણે પોતાની આખી ઉંમર જગ પ્રપંચના ખોટા ખેલ ખેલવામાં ગુમાવી પળવાર પ્રભુની યાદ કરી નથી, એવા મોહવશ જીવને અંતકાળના વિષમ વખતે ઇશ્વરના સત્ય સ્વરૂપમાં પોતાની વૃત્તિઓને જોડી દેવાનું જ્ઞાન ક્યાંથી પ્રગટે ? ઘર સળગી ઉઠે અને કૂવો ખોદવા બેસીએ એ પાણીથી આગ કેમ ઓલવાય ? ઇશ્વરને આરાધવાનો અવસર તો જ્યારે શરીર નીરોગી હોય, મનોવૃત્તિઓનો નિગ્રહ કરવાની શરીરમાં શક્તિ હોય ત્યારે પુર્ણ પ્રેમથી નિયમ પૂર્વક હમેશાં આરાધના કરવી જોઇએ અને તોજ અંતકાળ સુધરી શકે, જેથી એક પદમાં કહ્યું છે કે—

પદ.

પ્રભુ ભજ્યાનો અવસર રૂડો જાય છે રે. પ્રભુ૦

સુખના સમયે ભુલી જઇએ;

હરી નામ સ્વપ્ને ના લઇએ;

આખર વેળા પોકારે શું થાય છે રે. પ્રભુ૦

બદફેલીમાં ઉંમર ગાળો,

વૃદ્ધપણામાં માળા ઘાલો;

એ ઢંગે શુ અમર હરી ઠગાય છે રે. પ્રભુ૦

સર્વજ્ઞ શ્રી હરી સાચા ખોટા હૃદયને સમ્પૂર્ણ સમજે છે. આખી ઉમર ઇશ્વરને વિસારી વ્યવહાર વહાલો કરી શરીરની સઘળી શક્તિઓ તેને સારૂ ગુમાવી દઇ પુત્ર પૌત્ર કે કુટુંબના કાર્યો માટે નિરૂપયોગી થયેલ શરીરને જથાબંધ માળાઓ ધારણ કરાવવાથી કીંવા કેવળ પ્રભુના નામનો ઉચ્ચાર કરાવવાથી કર્યા કર્મો નહીં છુટાય. પળપળનો હીસાબ રાખનાર કીરતાર એથી નહીં ઠગાય. ભાગેલા નાવડાથી સમુદ્રપાર નહીં થવાય એ નક્કી છે. માટે સવેળાએ ચેતી જવું જોઇએ. અચેત ફેદા પટેલને અંતકાળે કરવામાં આવેલો ઉપદેશ નિષ્ફળ ગયો. ઉપદેશ વેળા પટેલનું વ્યાધિગ્રસ્ત શરીર ખાટલાની આ ઇસથી આ ઇસ કરતુ હતુ. શરીરની શુદ્ધી જતી રહી હતી. થોડી પળો વિતી નહી તેટલામાંતો શરીર સ્થીર થઇ ગયું. આંખો તથા મોઢાની આકૃતિ બદલાઇ ગઇ. આ પ્રમાણે એક પછી એક શરીરનાં ચિન્હ બદલાતાં જોઇ અમરશીએ માધાને કહ્યુ, માધા! બાપાને જે આપવુ હોય તે આપ" તે સાંભળી માધાએ પિતાની પાસે જઇ કહ્યું "બાપા! એક ગાય, ગદીઆણું સોનું ને વિસમણુ દાણા આપીશ તે માગી લેજો" પટલની આબરૂ તરફ લક્ષ કરતાં અમરશીને આ ધરમાદો ઓછો લાગ્યો, તેથી તેણે એક તોલો સોનું અને કળશી દાણા આપવાની સૂચના કરી, તે માધાએ પિતા તરફના પ્રેમથી સ્વીકારી. તે પ્રમાણે દાન કરવાનો પિતાની સમક્ષ સંકલ્પ કર્યો એટલે

ધરમસીએ કહ્યું કે, હું બાર મહીના સુધી અગીઆરશો કરીશ અને હમેશાં પીપળેપાણી નાખ્યા પછી જમીશ, એ પુન્ય પણ ભેગાભેગી ધરમ રાજા પાસેથી માગી લેજો, સમજ્યા કે? " અમરશીએ પણ તેજ પ્રમાણે વગર પૈસાનો ધરમાદો કરી પોતાની લાગણી પ્રગટ કરી. આ પ્રમાણે અંતકાળનું દાન કરવાનો વિધિ પુરો થતાં પહેલાં તો પ્રથમ દરદીના કપાળે અને પછી આખા શરીર ઉપર એકદમ સ્વેદ છુ-ટવા માંડયો. તે સાથે શ્વાસ પણ ધીમો પડવા લાગ્યો. અમરશીએ ધરમશીને ઇસારો કરી દરદીના શરીરની સ્થીતિ સમજાવી દીધી. ધ-રમશી તરત ઉભો થયો. ચોકો તો ચાર કલાક પહેલાં ડોસાને શુદ્ધ સાન હતી ત્યારેજ કરી મુકયો હતો. ગંગાજળ, જવ, તલ, ડાભડો, દહી વગેરે દરદીના ખાટલા નીચે થોડા દિવસ થયાં હમેશાં તૈયાર રાખવામાં આવતાં હતા. પુરૂષ વર્ગની પ્રવૃત્તિ જોઇ ઝટ એક સ્ત્રીએ પાણીઆરે પડેલ કોડીઆમાં ઘીનો દીવો કરી દીધો એટલે સ્ત્રીવર્ગ એક બાજુ ધડાપીટ કરવાની ઈંતેજારીમાં ટાગુ વળીને બેઠો. પુરૂષ વર્ગે ચોકાપર જવ તલ છાંટી ડાભડો વેરી ડોસાને તે પર સુવાડયા અને ત્યાર બાદ મોઢામાં ગંગાજળ રેડી મોઢામાં સમાય તેવડું દહીનું દેફુ મુકયું પછી સઘળા ડોસાની તમામ બાજુ ઘેરો નાંખી બેઠા. અને મોટા અવાજે "રાધા કૃષ્ણ રાધા કૃષ્ણ"નો ઉચ્ચાર કરવા લાગ્યા. અમરશીએ ડોસાના હાથની નાડ તપાસવા માંડી તો તે ક્વ-ચિત ગુમ થઇ જતી હતી. તેટલામાં ડોસાને ડચકાં શરૂ થયાં અને—

## સાખી.

નાડ રહી કરના વિષે, પ્રાણ ગયા પરલોક;
જીવ જતાં જાણ્યો નહીં, રહ્યા છવાઇ શોક.

આ પ્રમાણે જોત જોતામાં કેહા પટેલનો જીવ જન્મ મર્ણનો ડુંગર ફેરો કરી પોતાના કૃત્યોનો હીસાબ આપવા યમરાજાના દરબારમાં સિધાવ્યો. દેહ છુટી ગયાની પુર્ણ ખાતરી કરી પુરૂષ વર્ગે ડોસાની મર્ણ પોક મુકી એટલે સજ થઇ રહેલ સ્રીવર્ગે કુટવાનું શરૂ કર્યું. સર્વત્ર શોક છવાઇ ગયો. સઘળા રૂદન કરનારાઓમાં માધાનું રૂદન સાચું હૃદય ભેદક હતું. તેના મનથી તોપોતાનાપર આસમાન તુટી પડયા જેવું દુ:ખ થતું હતું. મૃતક શરીરને લુગડું ઓઢાડી દઇ માધાને બાવડેથી ઝાલી લઇ સઘળો પુરૂષ વર્ગ ઘર બહાર ડેલીમાં આવ્યો અને થોડીક વાર શોકનિમગ્ન બની ગયો.

માધો પિતાના પ્રેમની યાદ કરી પોકે પોક મુકી રડતો હતો ત્યારે ધરમશી અને અમરશી કાંઇક વિચાર કરતા હતા. વિચાર પુરો થતાં ધરમશી માધા પાસે આવી બેઠા અને બોલવા લાગ્યો "ભાઇ માધા છાનો રહે! છાનો રહે! હવે કાંઇ બાપાનું મોઢું ભાળવાનું છે? બાપા તો ભાગ્યશાળી થઇ ગયા! અત્યારે તારે તો સઘળાને હિમ્મત આપવી જોઇએ, તેને ઠેકાણે નાના છોકરાંની પેઠે રૂવે છે તે કાંઇ ઠીક કહેવાય! એટલું કહી વળી તેણે માધાના કાનમાં ધીરે અવાજે કહ્યું "સર સામાન લાવવાનું મોડું થાય છે. ક્યાં સુધી રો રો કરીશ. બાપાને વલંગી ઓઢાડવી છે કે, મલમલ!" માધો આ વિષયમાં અજ્ઞાત હતો. મૃતક શરીરને વલંગી અથવા મલમલ ઓઢાડવાની વચમાં શું ભેદ સમાયલો છે તે એ બિચારો જાણતો નહોતો જેથી, તે કાંઇક વિચારમાં પડયો, તેટલામાં તો ધરમશીએજ ખુલાસો કરી દીધો. "ભાઇ! આપણા ઘરની આબરૂ પ્રમાણે તો બાપાને વલંગી ઓઢાડવી જોઇએ." માધાએ રોતાં રોતાં જવાબ દીધો. "વલંગી લાવો, એમાં મને શું પુછો છો!" જવાબ સાંભળી

ધરમશી અંતરમાં ખુશી થયો કેમકે વૃદ્ધ મનુષ્યના મૃતક શરીરને વ-લંગી ઓઢાડી સ્મશાન લઇ જવામાં રીવાજ પ્રમાણે મરનારની પાછળ મોટું કારજ કરવું જોઇએ. એવી પ્રથા હોવાને લીધે તેણે માધા પાસેથી આ ગર્ભીત કબુલત લીધા હતી અને માધા પાસેથી વલંગી ઓઢાડવાની કબુલત મળતાં તેણે વધુ પુછપરછ કર્યા વિના આગ માટે માટીની દુણી મંગાવવાના બદલે ઘરમાંથી પીતળનું બોઘરણું કઢાવ્યું. તે પણ મરનારની પાછળ મોટું કારજ કરવાની ખાતરી ભરી નિશાની છે. શિવાય મૃતક શરીરને દહન કરવાના અંગે જોઇતો સરસામન ત્વરીત કરી કેહા પટલના મૃતક શરીરને વલંગી ઓઢાડી રૂદનના મોટા પોકારો વચ્ચે અગ્ની સંસ્કાર માટે સ્મશાનમાં લઇ જવામાં આવ્યું.

સ્મશાન પહોંચ્યા પછી કાષ્ટની ચિતા ખડકી કેહા પટલના શબને માધા પાસે અગ્નિ સંસ્કાર કરાવવામાં આવ્યો. અગ્ની પ્રજ્વલીત થતાં અભડાવા આવનાર માણસો ટોળુ વળી દુર જઇ બેઠા અને ગામ ગપાટા મારવા લાગ્યા. કોઇ કેહા પટલના જીવન ચરિત્રની પ્રસંસા કરી તેમના ગુજરી જવાથી જ્ઞાતિના કામકાજમાં ખામી પડવાની ચિંતા કરતા હતા, તો કોઇ સ્મશાન જ્ઞાન પ્રાપ્ત થતાં જગત પ્રપંચ ખોટો છે અને અંતે પ્રાણી માત્રનો આ ખરો માર્ગ છે, ક્ષણ ભર એવા વિચારને સેવતા હતા. અને કેટલાક તો કાળના ભયને વિસરી જઇ આ પ્રસગે અઘટતી અથવા પ્રતિકુળ વાર્તાઓ કે ચર્ચાઓ કરી રહ્યા હતા, જ્યારે એક બાજુ આ દ્રશ્ય દ્રષ્ટિ ગોચર થતું હતું ત્યારે બીજી બાજુ ચિતાને વ્યાપેલો અનળ કેહા પટલના શરીરને ભસ્મી ભૂત કરી તત્વમાં તત્વ મેળવી દેતો હતો. તે તરફ પોતાની દ્રષ્ટિ રાખી માધો મહા શોકમાં ગરકાવ થઇ બેઠો હતો.

દહનક્રિયા થઇ રહ્યા બાદ સ્ત્રી પુરૂષો ન્હાઇ ધોઇ માધાના ઘરે આવ્યાં અને રીવાજ પ્રમાણે કાંણુ કુટણું કરી વેરાઇ ગયાં.

ત્રીજા દિવસે માધાની ડેલીએ પાથરણું નાંખવામાં આવ્યું અને અફીણુ તમાકુની ઊજાણી શરૂ થઈ. પાથરણે બેસવા આવનારાઓમાં બંધાણીની ટોળી સવાર સાંજ કાંઈ પણ ખલેલ સિવાય વખતસર હાજરી આપી મરનાર સાથેનો સબંધ સારી રીતે સાચવતી હતી, અને તેમાં પણ લાભશંકર ગોર મુખ્ય ભાગ ભજવતા હતા. આ દિવસે સાંઝ વખતે કસુંબાપાણીનું કાર્ય આટોપાઇ ગયા પછી હોકાઓના ગડગડાટ વચ્ચે અફીણના નીશાથી આંખનાં દબાએલાં પોપચાં મુશ્કેલીથી ઊંચા કરી લાભશંકર ગોર બોલ્યા. "માધાભાઈ! પટેલની પાછળ મુઝડી દોવરાવવાનું શું કરવુ છે? લાભશંકરના પ્રશ્ને પળવાર સર્વત્ર શાંતિ ફેલાવી પાથરણે બેઠેલાઓના ચાલતા વિચારને બીજી દિશાએ વાળ્યા.

ગોરના પ્રશ્નનો ઉત્તર માધા તરફથી ન મળતાં ધરમશીએ માધાને સંબોધી કહ્યું–" માધા! ગોરને શું જવાબ દેવો છે?" અનુભવહીન માધો આ વિષયમાં કાંઇ વિશેષ સમજી શકયો નહીં. તેણે તો માત્ર એટલુંજ માન્યું કે આ ક્રિયાથી મરનારનો પરલોક સુધરતો હશે, જેથી પિતા તરફના પૂજ્ય ભાવથી આકર્ષાઈ સ્મશાનમાં મુઝડી (ગાય) દોવરાવવાની હા પાડી, કે તરતજ માધાનો જવાબ સાંભળવાને આતુર થઇ રહેલા સઘળા માણસોના ચહેરા ઉપર પ્રગટ હર્ષના ચિન્હો સ્પષ્ટ ભાસવા લાગ્યાં, તેટલામાં બંધાણીની ટોળીમાં બેઠેલો એક વૃદ્ધ બંધાણી ચારણ બોલી ઊઠયો. "બાપલા! પટલનું ઘર જેવું તેવું છે? એ તો આ ગામનું જુનું નાંણું છે! એના પગરખામાં કોઇનાથી પગ મેલાય તેમ નથી!!" લાભશંકર ગોર મા-

ધાનો જવાબ સાંભળી મુઝડી દેવરાવવાની ક્રિયા કરવા ઉઠી રવાના થયા. એટલે પાછા પાથરણામાં ગામ ગપાટા ચાલવા માંડયા.

રીવાજ પ્રમાણે ટાઢી વાળ્યા બાદ મરનારના કારજનાં તરત કંકુ છાંટી કંકોતરાં લખવાં જોઇએ પણ આ બાબતમાં તે દીવસે વ્યુવહારના જ્ઞાન રહીત માધાએ કોઇને કાંઇ કહ્યું નહી. જેથી તે દીવસ જેમનો તેમ ચાલ્યો ગયો, માત્ર સગા સંબંધીઓમાં સ્નાનના કાગળો લખવામાં આવ્યા.

ચોથા દીવસે પણ કંકોતરાં લખવા સંબંધી કાંઈ નિર્ણય નહી થવાથી ગામમાં ચર્ચા શરૂ થઇ. તે દીવસે રાત્રે સઘળા ભાઇઓ ધરમશીના ઘરે ભેગા થયા. પચાણ પણ આવી પહોંચ્યો હતો. સઘળાએ મળી પચાણને કહ્યું—"ડોસાને દીવસ ઉપર દીવસ જાય છે અને માધો કાંઇ મોઢામાંથી બોલતો નથી, પછી ટુંકા દીવસે કેવી રીતે પહોંચી શકાશે. હજુ તો પાશેર મીઠું પણ લાવ્યા નથી! લોકોમાં વાતો થાય છે. કાલ સવારે પાંચ દિવસ થશે!" પચાણ કહે "તેમાં લાંબા લાંબા શું વિચાર કરો છો? માધાને ખબર ન પડતી હોય તો આપણે તેના કાન ઉઘાડવા જોઇએ. ચાલો ઉઠો તેનો શું વિચાર છે તે પુછી જોઇએ." પચાણનું કહેવું પુરૂં થતાંજ સઘળા માધાના ઘરે આવ્યા.

આ વખતે માધો ઘેરજ હતો અને ડોસાના કારજ સંબંધી વિચાર કરતો નહોતો તત્ સંબંધે કુટુંબીઓની ઇચ્છાનો સહજ આભાસ તેને જણાયો હતો પરંતુ ઘરનો ખુણો તપાસતાં તે ઇચ્છા તેનાથી પૂર્ણ થાય તેમ નહીં હોવાથી મનમાં મુંઝાતો હતો. કારજ કરવામાં તેનું હૃદય કંપતુ હતું. તેમજ જાતે શરમાળ, વળી ઘરનો

ભરમ ખુલો થઇ જવાની બીતીથી પોતાની સ્થીતિ પ્રગટ કરવાને અચકાતો હતો. તેનું હ્રદયપણ કોમળ હતું. જુવાન હોવા છતા ચોખા જવાબ આપવાની તેની શકિત નહોતી, જેથી પિતાના મૃત્યુનું દુઃખ તેને મેરૂ સમાન મહાન થઇ પડયું હતું. માધાને આ સ્થીતિમાં કુટુંબીઓના કટકે ઘેરી લીધો. સઘળા તેની પાસે જઇ બેઠા. માધાનું કરૂણાજનક મોઢું જોઈ ધરમશી કહેવા લાગ્યો—"જગતમાં કોઈનાં માબાપ નહી મરતા હોય? આપણા ઘરેજ નવી નવાઈ થઇ છે; તે ઓશીયાળો થઇને બેઠો છુ. માણુસ એકલ ડોકલ હોય છે તોપણ દુઃખને ગાંઠતો નથી અને તું તો સો સગાનો સગો છે. મરદ થઇને હીંમત શું હારવી." ધરમશીના હીંમત ભર્યાં ભાષણથી માધાને કાંઈ દીલાસો મળતાં તેના મોઢા ઉપરનો શોક કાંઇક દુર થયો. તે જોઇને અમરશી બોલ્યો—

## ગીતી.

આંખ મીંચી શું બેઠો, હેઠે હૈયે નીરાંત વાળીને;<br>
બાપાનું શું ધાર્યું, કર ખુલાસો લાજ નિહાળીને.

માધા! બાપનું શું ધાર્યું? તું કાંઇ નાનો નથી કે અમારે કહેવું પડે! ડોસાને કાલ પાંચ દહાડા થશે. આખો દહાડો ઉંધું ઘાલી બેસી રહે છે અને કંકોતરાં લખવાનો કાંઈ રસ્તો બતાવતો નથી. ગામમાં વાતો થાય છે તેની તને કયાં ખબર છે.' અમરશીના કહેવાપર થોડીવાર વિચાર કરી માધાએ તેને જવાબ દીધો.

## હીંડી.

નહીં બારમાનો દિવસ ભાઇ વીતે,<br>
નથી લાજ કાર્ય કરો તે બચીતે.

લાવો જથુસ ભાવ જોઇએ જેવી રીતે,
કરૂં જ્ઞાતિ ગામ કેરી પુર્ણ પ્રીતે.

માધાના જવાબ ઉપરથી સહુને સ્પષ્ટ થયું કે માધાને કારજમાં લાણું કે પરગણું કરવું નથી, તેને તો ગામને ખવરાવી બેસી રહેવું છે. ભાઇઓને પટેલની આબરૂ તરફ જોતાં આ વાત મુદલ રૂચી નહી. તે સાથે તેમને એમ પણ ભાષ્યું કે માધાની દાનત સારી નથી. અમરશીએ માધાને કહ્યું "માધાભાઇ! ગામ ખવરાવે ન ચાલે. લાણું ન કરતો કાંઇ નહી પણ પરગણું તો કરવું પડશે; ન કરીએ તો નાક કપાઇ જાય અને ક્યાંય મોઢું કાઢીને ન બોલાય! સમજ્યો!" માધો કહે "તે સઘળું ખરૂં પણ ઘરના ખુણાનો તો વિચાર કરવો જોઇએ કે નહી?" અણદો આ સાંભળી વચમાંજ બોલી ઉઠયો. "અલ્યા ઘરમાં શું નથી? બાપા જે જોઇએ તે મુકી ગયા છે. ખાલી ફુસકા શા માટે ભુંસે છે" ધરમશી અણદાની વાતને ટેકો આપતાં બોલ્યો કે,—

પદ.

ધરમશી—જોને જરા વિવેક વિચારી,
કર શ્રવણ શિક્ષા મારી. જોને.

રામ રૂઠયો કે દિવસજ ઉઠયો,
નૈયત નિશ્ચે બદલી કાંતો-
બાળક બુદ્ધિ તારી. જોને.

માધો—બંધુ જુવો જરા વિચારી,
પીડા નીરખનતાંખી ભારી. બંધુ.

નૈયત છે સાચી નથી બુદ્ધિ કાચી,
કરજ કરીને કરવું કારજ એ મોટી લાચારી. બંધુ.

ધરમશી—નાણું તો મળશે ટાણું નહી મળશે,
રતી આબરૂ રહેશે નહિ શું-
બેઠા હિંમત હારી. જોને.

માધો—ગાંઠે જો નાણું નીત્ય છે ટાણું,
રૂણ કરીને રાખી ઇજત-
ફરી ફજેત જનારી. બંધુ.

ધમાભાઈ! ચાલતા હાથવાળાને સભીડા ઘરની શું ખબર પડે. લાજ કોને વહાલી ન હોય. દેવું કરીને રોકી રાખેલી લાજ દેવું ન અપાય એટલે વધુ ફજેતી કરીને સમુળી જાય તે કરતાં અત્યારે કદી થોડીક લાજ જતી હોય એ ઠીક છે માટે મુઠી મગ વાપરૂં એ સો મણ માની અવસર સાચવી લ્યો. જો નજર પહોંચતી હોત તો પાણી વાળી ના જુઅંત!" ધરમશીએ માધાએ કરેલી દલીલનો રદીઓ આપ્યો—"જો તારી નજર ન પહોંચતી હોય તો ટુટતો અવેજ અમે પુરો કરી દઇશું અને જ્યારે આપીશ ત્યારે લઇશું. કેમ અમરશી!" અમરશી રોષે ભરાઇ બોલ્યો. ધમાભાઇ! એતો બધા બ્હાનાં છે એને તો બધાનું તસુ ભરીને કાપવું છે બીજું કાંઇ નથી! બસો પાંચસોનું દેવું થઇ જાય તોપણ શું થઇ ગયું? જેટલા કારજ કરતા હશે એટલા બધાયના ઘરમાં નાણાં ભરી મુકયાં હશે! એ તો આવ્યો અવસર સાચવી લેવાય! શું નેળના ગાડાં નેળમાં રહે છે?" અત્યાર સુધી માધો સઘળાના કહેવા ઉપર વિચાર કરતો હતો. કરજનો ખાડો ખોદી કારજ કરવા તેની બુદ્ધિ પ્રતિપળે ના પાડતી

લાગી તેથી તે સઘળા ભાઇઓને કાલાવાલા કરવા લાગ્યો. "એક રાતના વાળુ માટે બધા ભાઇઓ ભેગા થઇ શા માટે મારો દીવસ ઉઠાડી મુકાછો ? હું સાચેસાચું કહું છું કે અત્યારે તમને જે શૂરાતન ચઢયું છે તે અવસર વીતે ઉતરી જશે અને મારૂં ઘર ભાઇઓની ઓળમાંથી નીકળી જશે. પછી માધાના ઘરનું બંધોલીયું કરવું હોય તો કાંઇ ઉપાય નથી", માધાના આવા આક્ષેપ ભર્યાં કઠોર વક્ર ભાષણથી સઘળા ભાઇઓ ઉશ્કેરાઇ ગયા, અને ક્રોધે ભરાઇ રૂવાબ ભરી વાણીથી બોલ્યા.

### સાખી.

લખીશું અમે કંકોતરાં, અમારા નામે આજ;
લાખનું ઘર થશે રાખનું, પછી કોની જાશે લાજ.

વળી ધરમશીએ આંખ્યોના ડોળા કાઢી કહ્યું–અલ્યા ! ભાઇઓના માથે એટલો બધો ભાર શા માટે મૂકે છે ? તને કોઇ બાંધી મારતું નથી ! તારે ભાઇઓનું કહેવું ન કરવું હોય તો રહેવા દે. ભાઇઓને લાજ વહાલી હશે તો તે તેમને સુઝતું કરશે." એટલું કહી પોતાની વાતને પુષ્ટી મેળવવાના ઉદ્દેશથી તેણે પચાણ, અમરશી વગેરેના સામું જોઇને કહ્યું–"કેમ કોઇ બોલતા નથી. ખરૂં કહું છું કે ખોટું ?" તે સાંભળી અમરશીએ જવાબ વાળ્યો. "એને ક્યાં નાકનો ખપ છે. એને આમજ કરવું હતું તો બાપને વલંગી ઓઢાડી બોધરણું કાઢી મશાણમાં સુઝડી દોવરાવતી વખત હૈયુ ફુટી ગયું હતુ કે અત્યારે ગળચવા ગણવા બેઠો છે ? તે વખતે તો કહે તમારી નજરમાં આવે તેમ કરો અને અત્યારે હવે બચારાની નજર પહોંચતી નથી. કાંઇ નહીં, અમે પણ બાપના દીકરા

છીએ." મૃતકને વળગી ઓઢાડવા વગેરેમાં શું ભેદ સમાએલો છે તે હવે સમજાવ્યું. સર્વે મળી અજ્ઞાનમાં કરેલા અંગીકારનું ગંભીર સ્વરૂપ બનાવ્યું. 'ઇરાદા પુર્વક સર્વની લાજ લેવી છે' એવો તેનો અર્થ થયો. મોટી રાત સુધી વિવાદ કરી 'ભાઇઓના નામનાં કંકોતરાં આવતી કાલ લખાશે.' એવા છેવટના શબ્દો માધાને સંભળાવી સહુ પોત પોતાના ઘરે ચાલ્યા ગયા.

પચાણનો ઉતારો ધરમશીના ઘરે હતો તેથી તે બંને જણા સાથે ચાલ્યા. ઉપરોક્ત નિર્ણય પચાણને રૂચ્યો નહીં. કારજ ખર્ચમાં ભાઇઓ સાથે ભાગમાં ઉભુ રહેવું પડશે એ બાબત તેને ભારે ચિન્તા થવા લાગી. અગાઉથી કાણે આવવામાં આ લોભી માણસને આવી ભરાણા જેવું લાગ્યું અને તેનો તેને પારાવાર પસ્તાવો થવા લાગ્યો. આખરે તેનાથી સહન ન થતાં તેણે ધરમશીને કહ્યું. ધમા! ભાઇઓના નામનાં કંકોતરાં લખવાનો તમારો વિચાર મને હૈયે બેસતો નથી, એથી તો ઉલટું તેને ફાવનું થશે અને ભાઇઓનાં ઘર ધોવાશે." ધરમશી કહે–કાકા ફાવતું શુ થશે આટલો ધમકાવ્યો છે એટલે સવારે સીધો દોર થશે." પચાણ કહે "ત્યારે તો ઠીક" એમ વાતચીત કરતા બંને જણા ઘરે આવ્યા.

અહો હો! આ પ્રમાણે કારજ વરા કરાવવાના રસભોગી મહા પુરૂષોને એવો સ્વલ્પ પ્રસંગ પ્રાપ્ત થતાંજ ઘરનો કામ ધંધો મુકી વિનાઆમંત્રણે સામા માણસને તેની રૂચી, સ્થિતિ તથા મરનાર માણસની વસનો પણ વિચાર કર્યા સિવાય કારજ કરવા માટે સમજાવી, લલચાવી છેવટ ધમકાવીને "કારજ કર! બારમું કર! કર્યા વિના ન ચાલે! નહી કરે તો મરનાર પામશે શું! બૈરાં છોકરાંને નાતમાં નીચું ઘલાવી મેણાં ખાતાં કરવાં છે! આગળ

ખરચ્યું વાપર્યું ધૂળમાં મેળવવું છે ?" ઇત્યાદિ પ્રબોધ વડે કરજના કે ખર્ચના ખાડામાં ઉતારે છે, એટલુંજ નહીં પણ એવા ભોળા અને અભણ માણુસો પાસે કારજવરાના આ રસીક પુરૂષો એટલે સુધીના સિદ્ધાંતો રજુ કરે છે કે—"કારજ ન કરનારા કોણ પૈસાવાળા થયા અને કરનારા કોણ ગરીબ રહ્યા ? માબાપના અવસર કરનારને તો ઇશ્વર આપ્યા વીના રહેતોજ નથી. છેવટ કાંઇ નહી તો એકાદ ધંધો રોજગાર સમો પડી જાય કે ખેતરનો ખુણો પાકી ઢગલો થાય પણ અવસર કરનારનું અટકી પડે નહી !" આવા પરમાર્થ પરાયણ પુરૂષોની પરોપકાર બુદ્ધિને તથા તેમના આ સિદ્ધાંતને સતકોટી ધન્ય છે. હે કૃપાવંત મહા પુરૂષો ! હવે તો હદ થઇ છે. જરા જન સમાજની સાંપ્રત સ્થીતિ નિહાળી તમારો આ પરોપકારી પુરૂષાર્થ પડયો મુકો તો મહાન ઉપકાર થશે. તમારા એક રાતના વાણી માટે તો.—

છંદ.

કઇક ગયા પરદેશ થઇ ઘરબાર વીનાના,
કઇક સહે અપમાન બનીને ભાર વીનાના,
કઇક ગુમાવી લાજ થયા વ્યવહાર વીનાના,
કઇક બન્યા બેહાલ અને આધાર વીનાના,
વળી કઇકનો વાગ્યો ઢોલ જેલમાં પરવર્યા,
સંસાર તજાવી કઇકને ખાખ ભૂસંતા કર્યા.
વાસણ માંજે કોઇ કોઇ તો વસ્ત્રો ધોતા,
કોઇ શેઠના દાસ ફરે લઇ બાળને રોતાં,

કોઇ હલવૈને હાટ ચુલમાં બળતણુ ભરતા,
કોઇ વહેરતા કાષ્ટ કોઇ તો મજુરી કરતા,
એમ કર્મભ્રષ્ટ થઇ કેટલા સહે કષ્ટના ભારને,
શાણા સમજી સહજમાં હુવે તજો વરાના પ્યારને.

એક, બે કે ત્રણ ટંક જમવા માટે તમારા જ્ઞાતિ બંધુની આ સ્થિતિ કરવામાં તમે તરી પાર ઉતરી નહીં જાઓ, મીષ્ટાન્ન લાડૂથી ભરેલું ઉદર જરૂર સવારે ખાલી થયા વિના નહિ રહે. જીભને જમણુનો સ્વાદ જમી પરવારશો ત્યાં સુધીજ દેખાશે, પુનઃ હતું તેનું તેજ સમજજો, વાસ્તે આ આધુનિક સમયે એજ સમયના અંગે વધેલા ખર્ચોનો વિચાર કરી વગર જરૂરના અવિચારી કારજ વરાના ખર્ચથી અજ્ઞાન પુરૂષોને બચાવી દયો. ઈશ્વર આપને સદ્‌બુદ્ધિ અર્પો. અસ્તુ.

ધરમશી વગેરે માધાને ધમકાવી ચાલ્યા ગયા. પછી માધાને વિચાર આવવા લાગ્યા. આવતી કાલ ભાઇઓના નામનાં કંકોતરાં લખાશે. એ વાત અનુભવ રહીત યુવાનને સત્ય ભાસી વળી માધાની વહુએ પણ ઉમેર્યું કે—"બાપાનુ કારજ જો પિત્રાઇ કરશે તો ગામની બાઇડીઓ મને કુવાના કાંઠે પણ નહી ઉભી રહેવા દે ! તમે બાર વરસના એઠાંછો ને મારા સાસરાના કારજનાં કંકોતરાં પિત્રાઇ લખે ? નાના એ નહી થાય. તમને ખબર છે, બાઇડીઓતો અત્યારથી વાતો કરે છે, ગમે તેમ કરો પણ સઘળાને મનાવી કાલને કાલ કંકોતરાં લખો." નરમ હૃદયને સ્ત્રીના વચને ટટાર બનાવ્યું.

બીજે દીવસે ઠરાવ પ્રમાણે સઘળા ધરમશીના ઘેર એકઠા થયા અને કંકોતરાં લખવાની તજવીજ કરવા લાગ્યા. માધાને આ ઘટનાની ખબર પડતાં તે ધરમશીને ઘેર આવી નમ્ર વાણીથી સર્વેને

આજીજી કરવા લાગ્યો—"તમે આમ શા માટે કરો છો। હું ક્યાં તમારા કહ્યા બહાર જાઉં છું ? તમે જે માર્ગે ચડાવો તે માર્ગે ચાલ્યો જાઉ" માધાને ઠેકાણે આવેલો જોઇ સઘળા અંતરમાં ખુશી થયા અને કહેવા લાગ્યા "જો તું અમને પુછતો હઉં અને અમારે ચ-ઢાવેલે માર્ગે ચાલવું હોય તો સાંભળ—

પદ.

( ગઇ ગ્રીષ્મ એ રાગ. )

નહીં ચાલે, નહીં ચાલે, કર કારજ કહીએ તેવું;
ભાઇઓના ભેગું રહેવું.

શું નથી કહે તુજ પાસે, કેવળ લોભી તું ભાસે;
હવે નાઠેથી શું થાશે, માની જા મારૂં કહેવું. ભાઇઓના.

ઘર ઘરાણું વેચી નાંખો, બે બળદ ઓછા રાખો;
શું કાયરતાને દાખો, શું લાવ્યા શું લઇ જાવું. ભાઇઓના.

માધો હવે ભાઇઓએ બતાવેલા માર્ગે ચાલવાને તૈયાર હતો પણ તેની પાસે નાણાનો પુરતો સવડ નહોતો જેથી સઘળાને તે હાથ જોડી કહેવા લાગ્યો—"હું પૈસો વહાલો કરતો નથી, તેમ રાખી વાત પણ કરતો નથી, મારી પાસે હજાર બારસોનું ઘરાણું છે તે વેચી નાખવા તૈયાર છું, બાકી તુટ રહે તેને માટે ઠીક પડે તે રસ્તો ઉતારો." માધાની વાત સાંભળી ધરમસી, અમરશી અને પ-ચાણ ત્રણે જણા જરા દુર જઇ કાંઈ વાતચીત કરી આવ્યા પછી ધરમસીએ માધાને કહ્યું—"માધા ! જે તુટો રહેશે તે અમે પુરો કરી આપશું. સારૂં વરસ આવે એટલે વળ-કાઢી આપજે." ધરમશીનું

કહેવું સાંભળી માધાએ જરા વિશેષ ચોખવટ કરવા માંડી—"મને અકળાવશો તો ભેગું નહીં થાય, બાકી સહુને રૂપિયા હું દુધે ધોઇને આપીશ" માધાનું કહેવું પુરૂં થતાંની સાથે પચાણુ બોલી ઉઠયો—"જુઓ ભાઈ! હું અહીં રહેતો નથી તો મારા રૂપીઆ માટે તમારે ખોળાધર (જામીન) થવુ પડશે. ખોળાધર વિના એક પૈસો પણ મારે આપવો હરામ છે!" પચાણ અતિ લોભી હતો, તેણે કોડી કોડી જોડીને મુડી કરી હતી એજ તેને સંતાન અને સંબંધી હતા. એટલે પોતાની વહાલામાં વહાલી વસ્તુ (પૈસો) જાળવવામાં તે સંપુર્ણ સાવધ રહેતો હતો. આ પ્રસંગે તે કુટુંબીઓના દાબથી કે શરમથી કે કોણ જાણે શા કારણથી લેવાઈ ગયા. ધરમસી વગેરે તેની લોભી પ્રકૃતિનો જાણતા હતા તેથી તેઓ ખોળાધર આપવાને કબુલ થયા અને પચાણને છટકવા દીધો નહી.

નાંણા સંબંધી બાબતનો આ પ્રમાણે નિવેડો આવી ગયો એટલે આખા પરગણામાં માધાના નામની કંકુ છાંટીને કંકોતરીઓ લખવામાં આવી, તેમજ કારજના અંગે જોઈતી વસ્તુઓની ખરીદી શરૂ થઇ. જે વસ્તુઓ ઘરમાં કે ગામમાં મળી નહી તે બહાર ગામથી લઇ આવવા સારૂ માણસો મોકલવામાં આવ્યા. માધાના ઘર આગળના ચોકમાં મોટો મંડપ બાંધ્યો. કુટુંબની સ્ત્રીઓ કારજનું સીધું તૈયાર કરવામાં ઉત્સાહ પૂર્વક અથાગ મહેનત કરતી હતી એટલુંજ નહીં પણ સાંજે સઘળી એકઠી થઇ બાપાના રાજીઆ ગાતી હતી અને અન્ય આ કાર્યક્રમની અજ્ઞાન વહુ દિકરીઓને તાલીમ આપતી હતી.

દશમે દિવસે તો સઘળુ સીધું સામાન વગેરે તૈયાર કરી નાં-

ખવામાં આવ્યું. કારજના ટુંકા દિવસો હોવાથી વધુ ઓછા ખર્ચ તરફ કોઇ ધ્યાન આપતું નહોતું.

સીધું સામાન તૈયાર થઇ ગયા પછી મેમાનોના ઉતારા માટે તથા રસોઇના વાસણો માટે ઘટતી ગોઠવણ કરવામાં આવી, તે સાથે ધરમસીએ માધાને એમ પણ સુચના આપી દીધી હતી કે "કારજ અવસરના કામમાં કોઇની સાથે બોલી બગાડવુ નહીં અને થતું હોય તેમ થવા દેવું; નહી તો અપયશ આવશે અને ખર્ચ્યું વાપર્યું ધુળ થશે" આ પ્રમાણે મળેલા મંત્રનું માધો બરાબર મનન કરતો હતો.

અગીઆરમાના દિવસથીજ રસોઇ કરવાનું કામ શરૂ કરી દેવામાં આવ્યું. શીરાના ઘાણ ઉપર ઘાણ નીકળવા માંડયા અને કારજને દિવસે લાડુનું જમણ હોવાથી ચુરમુ પણ તળાવા તથા કુડાવા માંડયુ. રસોઇ તૈયાર કરવામાં વાપરવામાં આવતી જણસો અટકળ ઉપર આધાર રાખીનેજ વપરાતી હતી. આ પ્રસંગે જુદા જુદા માણસોની જુદા જુદા પ્રકારની માગણીઓ તથા બીજા બીજા ફરીઆદો માધા પાસે આવતી અને તેથી તે કંટાળી જતો. પરંતુ આરંભકાળે મળેલી શિક્ષાનું તે બરાબર પાલન કરતો હતો.

બારમાના દિવસે સવારથી મેમાનો આવવાનું શરૂ થયું; ટોળે ટોળાં આવવાં લાગ્યાં અને નજીકના ગામોમાં તો ભાગ્યેજ કોઇ ઘેર રહ્યું હતું. તે દિવસ સવારથી સાંજ સુધી જમવા જમાડવાનું કામ ચાલ્યું. જમવા બેસનારાઓમાં પરનાતનાં પણ ઘણાં માણસો જમવા બેસી જતાં હતાં. તેમને રોકવાનો કોઇ પરિશ્રમ લેતું નહીં. બીજે દિવસે એટલે તેરમાના દિવસે કારજ હોવાથી ગામનો મોટો

ભાગ જમવાનો હતો. તેના માટે જુદા જુદા પંઠા કરવામાં આવ્યા હતા અને જુદે જુદે પંઠે જુદો જુદો બિગાડ થતો હતો. જ્ઞાતિ-ભોજનનો સમય થતાં સ્ત્રી પુરૂષો સારાં સારાં વસ્ત્ર આભૂષણો સજી તથા હાથમાં જળપાત્રો અને ભોજનપાત્રો ગ્રહણ કરી માથાને ત્યાં આવવા લાગ્યાં. રૂડી પંગતો સજાવા લાગી. તેમાં ઢુચકો કરવા માટે આવેલા કેટલાક વહેમી માંદા માણસો પણ દ્રષ્ટિગોચર થતાં હતાં. તે વખતે જમનારા, પીરસનારા, કેડું બાંધી પંગતમાં ફરનારા અને કારજ વરાના રસીક જનોના મનોભાવનું ચિત્ર આલેખવું દુર્લભ છે તોપણ—

ગાયન.

રે બન્યા લાડવા, કેવા મજેના લાડવા,
સારી પેઠે ઝાડવા,
એક બાજુએ ચુરમું ઝુડાય છે,
બીજી બાજુએ રાજીઆ કુટાય છે,
રોતાં કાંણીઆંને છાનાં રખાય છે, રે બન્યા૦

લોક જમવાને જુથે ભરાય છે;
રૂડી પંગતો તુર્ત સજાય છે,
ઝટ પતરાળાં પડીઆ અપાય છે; રે બન્યા૦

હાળ આવી બાળકો મુઝાંય છે,
શાક વટાણા ભજીઆં પીરસાય છે,
(અહી લાવ એ અહીં)
લાડુ લાડુની બુમો સંભળાય છે. રે બન્યા૦

લઈ ટોપલા જુવાનીઆ ધાય છે,
રૂડા સાકરના લાડુ લુંટાય છે,
( લાડુ તમારે, ! દાળ તમારે, ! પાપડી તમારે ! )
વગ વાળાને પહેલું પીરસાય છે. રે બન્યા૦

જશ પરાયે પૈસે લેવાય છે,
દાબી દાબીને ખુબ પીરસાય છે,
બંને વેળાનું ભેગું જમાય છે. રે બન્યા૦

આવ્યો ભાત કે ઉભા પગે થાય છે,
ઢેડ પડતાં પણ નહીં અભડાય છે,
( એ ભાત લાવ ! એ ભાત ! )
જમી પતરાળાં ફાડી ઉઠી જાય છે. રે બન્યા૦

આ પ્રમાણે પહેલી પંગત જમી ઉઠતાં ક્ષુધાનો તોફાની સમુદ્ર કાંઇક અંશે શાન્ત થયો ખરો પરંતુ તે પછીની નાની મોટી પંગતો રૂપી મોજાંઓ રાતના અગીઆર વાગ્યા સુધી ચાલુ રહ્યાં હતાં. જમવા જમાડવાનું કાર્ય પૂર્ણ થયા પછી સગા—સંબંધી અને વસવાયાને પીરસણાં પતાવવાનું કાર્ય શરૂ થયું વસવાયાને પરાયા માલે સંતોષવામાં પરમાર્થી પુરૂષોએ પેહેલેથા કાંઇ બાકી રાખ્યું નહોતું, તથાપિ તેઓનો હક તો બાકીજ હતો. આ કામ આટોપવામાં પણ કેટલીક ભાંજગડો થઈ, કેટલાંક રીસાયેલાં સગાંઓને મનાવવામાં આવ્યાં.

સઘળું શાન્ત થઇ ગયા પછી તપાસતાં ઉજડ પંગતોમાં જ્યાં ત્યાં વાસણો કોઇ ખાલી તો કોઈ જમવાના પદાર્થોથી ભરેલાં

દીવાના ઝાંખા પ્રકાશમાં માલુમ પડતાં હતાં. માટીનાં ફુટેલાં વાસણનો સુમાર નહોતો. જ્યાં ત્યાં બિગાડ સિવાય અન્ય કાંઇ નજરે પડતું નહોતું. ઘરમાં પણ ત્રણ દિવસના વધેલા જમવાના પદાર્થો સડતા હતા. આખા ઘરમાં જમીન ઉપર ત્રણ ત્રણ તસુ એંઠના થર થયા હતા. સુવાની તો શું પણ જમવા બેસવા પુરતી પણ ક્યાંય જગ્યા નહોતી. કારજનો પરીશ્રમ, રાત્રીના ઉજાગરા, અપયશની ભીતી, સગા સંબંધીમાં વાંધા પડી જવાની ચિન્તા, બગાડની બળતરા અને ક્ષુધાની પીડાથી માધો અને તેની સ્ત્રી કંટાળી કાયર થઇ ગયાં હતાં. હવે તેમને ત્રીજો ના ઉપડયો હતો. હવે તેઓની ધિરજ નષ્ટ થઈ ગઇ હતી, નજીવી બાબતમાં ચીડાઇ જતાં હતાં. મધ્ય રાત્રી વીતે શ્રમીત દંપતી ભુખ્યાંજ નીદ્રાને આધિન થયાં. જમતા પુરતી પણ તેમના શરીરમાં શક્તિ રહી નહોતી. પ્રિય શ્રોતાજનો! આ અનુભવ રહીત ભાગ્યેજ કોઈ હશે. સુભાગ્યે જેઓને આ કટુ અનુભવ ન થયો હોય તેઓને અનુભવીને પુછી ખાતરી કરવાથી ઉપરોક્ત કથનની સત્યતા પ્રતિત થશે, એટલુંજ નહિં પણ આવા પ્રસંગે ઉપસ્થીત થતી એથી પણ અધિક વીટંબણાઓ તમારા જાણવામાં આવશે.

મુશ્કેલીથી કારજના દિવસો વિતાવવામાં આવ્યા. મેમાનોને પણ વિદાઇગીરી મળી ગઇ. દુરનાં કુટુંબી પોતપોતાના ધંધે વળગી ગયા. કારજને અંગે એકઠા કરવામાં આવેલ ખાટલા પાટલા ગાદલાં ગોદડાં અને વાસણ વગેરે જુદા જુદા માણસે ઉત્સાહમાં એકઠા કર્યાં હતાં પણ તે જેના હશે તેને પહોંચાડવાનું કાર્ય હવે ઘરધણીના શીરપર આવી પડયું. બે ત્રણ દિવસ તો ધરમશી, અમરશી, વગેરે-એ માધાને આ કાર્યમાં મદદ કરી પછી તે પણ પોતાના કામમાં

ભાગી ગયા. મંડપ અદ્યાપિ ઉભોજ હતો. બાંધનારા મંડપ છોડવા ન આવ્યા અને તેથીજ આગળ કહ્યું છે કેઃ—

દુહો.

મંડપ બાંધે સહુ મળી, છોડયામાં નહિ કોય;
લાગે તે પછી ભોગવે, જોયા જેવી હોય.

માધાને પણ તેમજ થયું. બાકીનું સઘળું કામ તેને પોતાનેજ કરવું પડયું, કારજ ખર્ચના હીસાબો કરવામાં આવ્યા. મુડીના બારસો ઉપરાંત પંદરસોનું વિશેષ ખર્ચ થયું. બારસો રૂપીઆ ધરમશી અમરશી અને પચાણે આપ્યા અને ટુટતા ત્રણસો રૂપિઆ માધાએ સ્રીના ઘરાણા ઉપર ઉપાડી લેણદારોને ચુકાવી આપ્યા.

જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ કારજ વિસારે પડવા લાગ્યું. પાંચમે મહિને ડોહાપટલની વરસી વાળવામાં આવી અને આ પ્રસંગે પણ બ્રહ્મભોજન કરાવવા ઉપરાંત કુટુંબને જમાડી કરજમાં સો દોઢસો રૂપીઆનો વધારો કરવામાં આવ્યો.

દૈવની કૃતિને પહોંચી વળવા મનુષ્ય અસમર્થ છે ! તેની ઘટના અગમ્ય છે. કઇ પળે શું થશે તે મનુષ્ય બુદ્ધિ જાણી શકતી નથી. એક દિવસ ધરમશી અને માધાની વહુ ફુરસદની વખતે વાતો કરી સમય વ્યતિત કરતાં હતાં. ધરમશીની વહુ સ્વભાવે રીસાળ, ક્રોધી, અને અભિમાની હતી. સહનશક્તીનો તેનામાં અભાવ હતો. તેને પરાઇ કુથલી અતિ પ્રીય હતી. માધાની વહુને તેવી વાતો બહુ રૂચતી નહીં જેથી તેણે સ્વાભાવિક ધરમશીની વહુને કહ્યું. “ પરાઇ વાતો સહુને મીઠી લાગે છે અને પગ હેઠ બળે તે કોઇ જોતું નથી.

કોઇની નીંદા કરી ખાલી પાપે પેટ શું ભરવું ! " આ નિર્દોષ કેણુને ધરમશીની વહુએ પોતાના પર ખેંચી સ્વભાવ પ્રકાશ્યો, અલી ! તું આજ કાલની આવેલી હું અડધ ઘઇડીને શુ શિખામણ આપે છે ! તુ બોલે છે તે હું સઘળું સમજુ છુ. સાસરાનો રાયજગ કર્યો છે તે આખા પરગણાને ખબર છે. !

માધાની વહુ—હું ભુલી ! અવળી વઢવાડ કરી ઘરમાં કજીઓ શા માટે ઘાલો છો, અને મોટાં થઇ મેણું મારી માણસને સંભળાવો છો ?

ધરમશીની વહુ—સાચું કહેતાં મેણું લાગતું હોય તો બાપના ઘેરથી લાવીને આપી દઇએ નહીં તો છાંના માંના સાંખી રહીએ. અલી ! બાપની છતમાં દબાવતી હઇશ કેમ ? નાના મોઢે ટપ ટપ જવાબ દેતાં શરમાતી નથી '

આ પ્રમાણે બંને વચ્ચે વિવાદ ચાલતો હતો. તેટલામાં માધો બહારથી ઘરે આવ્યો. તેને જોઇ માધાની વહુ ઘરમાં ચાલી ગઇ પણ ધરમશીની વહુએતો વધુ જોસપર આવી બોલવાનું ચાલુ રાખ્યું. ભાયડાને તો માધાના વાળે પારકા છે અને બાઇડીને તો બળ માતું નથી ! " માધે નજીક આવી તેને પુછ્યું–" શું છે ? માધો હજુ કાંઇ વિશેષ પુછવા જતો હતો તેટલામાં તે વચમાંજ બોલી ઉઠી– ' માધા ભાઇ ? ઘરમાં વારજો મને વતાવીને ફાયદો નહીં કાઢે ! સમજ્યા" ! માધો કહે હું ઘણા દીવસથી સમજી રહ્યો છું અને સાંભળું છું; દી ઉઠાડવામાં તૈયાર અને મેણા મારવામાં પણ તૈયાર ! તમે તે ભાઇઓ છો કે દુશ્મન ! તમારા પાપે તો હું હવે ગામ મુકીને જઇશ ! ઘણા દિવસથી છેડાઇ રહેલ માધાથી આજ બોલ્યા વીના ન

રહેવાયું. તેમ તે એટલુ કહીને ઘરમાં ગયો પરંતુ ધરમશીની વહુના ખારીલા સ્વભાવને આટલે દરજ્જે કહેવાની અગત્ય નહોતી. તેને તો માત્ર વઢવાડ કરવાના નિમીત્તનીજ જરૂર હતી, તે માધાના બોલવાથી પુરૂ પડયું. માધાનાં વચનો સાભળી તેનો ક્રોધ સીમા વટાવી ગયો અને યોગ્યાયોગ્યનો વિચાર કર્યા શિવાય જરૂરમાં આવે તેમ બોલવા લાગી પણ માધાએ કે તેના સ્ત્રીએ પુનઃ કાંઇ જવાબ આપ્યો નહીં, તેથી થાકીને ઘરે આવી અને ધરમશીને એકની અનેક વાતો કહી ખુબ ઉશ્કેર્યો. ધરમશીએ શરૂઆતમાં તેને શાન્ત થવા ખુબ સમજાવી પરંતુ સઘળું નિષ્ફળ ગયુ. આ બળવાન સ્ત્રી આગળ ધરમશીનું બહુ ચાલતું નહીં એટલે ધરમશીના કહેવાથી તે વિશેષ છેડાઇ હતી. છેવટે તેણે ધરમશીને સંભળાવી દીધુ કે, "કાલને કાલ આપણા લેણા રૂપિઆ લઇ એ ધણી ધણીઆણીનો તોર ઉતારી નાખો નહીં તો હું તમને મોઢું નહીં દેખાડું! તમને કયાં ખબર છે, માધો તો એના સાસરે રહેવા જનાર છે પછી શુ લેશો? બંને માણસ મને બોલ્યાં છે તે તો હુંજ સાંખી રહું!" આટલું કહેતાંની સાથે તે રોઇ પડી અને રોતાં રોતાં બોલવા લાગી—"તમે તો જન્મના ભોળા છો અને ભોળપણમાંને ભોળપણમાં પારકા બાપનું શ્રાધ સરાવી છોકરાંને ભીખ માંગતા કરશો?" ધરમશી સ્ત્રીચરિત્રથી ઠગાણો. કરૂણાજનક વાણીએ માધા ઉપર ક્રોધ ઉત્પન્ન કર્યો. તે તરતજ ત્યાંથી અમરસી પાસે આવ્યો અને તેને બનેલી બીનાથી વાકેફ કર્યો. વળી અમરશીને કહ્યું, અમરશી! જરૂર એ મુંઝાણો છે તેથી એના સાસરે રહેવા ચાલ્યો જશે. અને પછી આપણુ લેણું ખોટું થશે. માટે કાલને કાલ આપણા રૂપિઆ લઇ લેવા જોઇએ." અમરસીને તરતજ આ વાત રૂચી ગઇ કેમકે અમરશીએ આપેલા રૂપીઆ બીજાને

ાંથી કરજે કાઢી લાવ્યો હતો. અને તે વસુલ ભરવાને માટે લેણુ-દાર અમરશીને તાકીદ કરતો હતો પરંતુ ધરમશીના ડરને લીધે આજ સુધી તે કાંઇ બોલ્યો નહોતો તેને ધરમશીએજ તક આપતાં સચેત થઇ ગયો. એટલુંજ નહીં પણ માધો તેના સાસરે રહેવા જવાનું નક્કી કરી આવ્યો છે. એવી વાત પોતાના કાન ઉપર પણ આવી છે એમ કહી તેણે ધરમશીની યોજનાને પુષ્ટી આપી.

બીજે દિવસે પ્રાતઃકાળમાં માધો ખેતર જવાની તૈયારી કરતો હતો, તેટલામાં ધરમશી તથા અમરશીને પોતાના સમીપ આવતા જોયા. તેઓના મોઢા ઉપર ક્રોધ સ્પષ્ટ દીસતો હતો, દ્રષ્ટિમાં કિંચિત પણ સ્નેહની નિશાની જણાતી નહોતી. માધો તેમની મુખમુદ્રા ઉપ-રથી તેમના હૃદયના ભાવને બરાબર સમજી ગયો. તેનું હૃદય ધડ-કવા લાગ્યું. બંને જણા માધા પાસે આવ્યા અને ખેતર જતો રોકી બોલ્યા—" સાંતેડુ છોડી નાંખ. અમારી ચોખ કર્યા સિવાય જો તું સાંતેડું જોડે તો તને ભુંડા સોગાન છે " તે સાંભળી માધાએ સ્ને-હની પુર્ણ લાગણીથી જવાબ દીધો.

**માધો**—કાકા ! આ શું બોલો છો ! બૈરે બૈરાંની વઢવાડમાં આમ ન હોય ! તેમને તો વઢતાંય વાર નહીં અને ભેગાં બેસતાંય વાર નહીં.

**ધરમસી**—અલ્યા ! શું હું બૈરાની બુદ્ધિએ ચાલું છું ! બૈરાંનું કીધું કરું છું? આવું બોલીશ નહીં. તારા કાવતરાની મને સઘળી ખબર છે !

**માધો**—શાનું કાવતરું ? હું સાચે સાચું કહું છું કે તમે શું

કહો છો તે મારાથી સમજી શકાતું નથી. મારો દીનમાન ઉઠયો છે કે હું તમારા સામે કાવતરૂં કરૂં. મને કાવતરૂં આવડતુંજ નથી.

ધરમસી—દીનમાન ઉઠયો ન હોય તો બાપનું નામ બોળી સાસરે રહેવા જવાની અને કાકાનું લેણું ખોટું કરવાની બુદ્ધિ સુઝે ખરી! નાના એમ નહી જવાય માંથુ મુંકીને લાવી આપ્યા છે.

અમરસી—આ તો જો! નાની મની મોટી મનીના કાન કાપવા આવે છે! અમે તો જાણે કાંઇ જાણતાજ નથી કેમ?

માધો—હળાહળ જુઠ્ઠુ! કાકા? હું ઠાકોરજીના સોગાન ખાઇને કહું છું કે આ તદ્દન બનાવટ છે! અસત્ય વાત છે! ખરેખર! મારી કાકીએ તમને ભરમાવી નાંખ્યા છે! તમે તો મારે બાપની જગ્યાએ છો! બાપ દિકરા વચ્ચે દગો! આતો ધરતી રસાતળ જાય એવી વાત થાય છે! કાકા! તમારા લેણા રૂપિઆ હું મારી જાત વેચીને પણ આપીશ અને બાપનું નામ બોળાય તેવું કામ કોઇ દિવસ નહી કરૂં. વિશ્વાસ રાખો મોસમ સુધી ખમો.

અમરશી—નાના અમને તારો જરા પણ વિશ્વાસ નથી અને મોસમ સુધી ખમવું પણ નથી. ચાહે તેમ કરી અમારા રૂપીઆ આપી દે.

માધો—અમરસી કાકા! જ્યારે વિશ્વાસ નહોતો ત્યારે બધે ભેગે થઇ મને ઊંડા કુવામાં શા માટે ઉતાર્યો? ડોસાના બારમા વખતે તો આખા કુટુંબની લાજ જતી હતી? અને અત્યારે તો આંખની પણ ઓળખાણ રાખતા નથી. જો તમારે આમજ કરવું હતું તો મને મારી સોડ પ્રમાણે સાથરો કરવા દેવો હતો. જરા

વિચાર કરો કાકા ! પરમેશ્વરનો ડર રાખી કવખતે માથું કાપવું રહેવા દયો ! !

**ધરમશી**—અલ્યા ! ડોસાના કારજમાં હેરાન થઇને મરી ગયા ને ઉલટો અપજશનો પોટલો અમારે માથે મુકે છે ? સોડ પ્રમાણે સાથરો કરતાં તને વારી રાખ્યો હતો ? ખબરદાર અમારા રૂપિઆ આપ્યા વિના સાંતિકું જોડયું છે તો ! સાંતિકું જોડ તો તને રામ-દવાઇ છે ?

એમ સોગંદ આપી બંને જણા ચાલ્યા ગયા. માધો સોગંદને સન્માન આપી સાંતિકું છોડી ઘરમાં આવ્યો. ઘરમાં પેસતાંજ તેની આંખ્યોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. માધાની સ્ત્રી આ સમયે ઘર-માંજ હતી અને કાકા ભત્રીજાનો સંવાદ સાંભળી કાકાજીને સ્વાભા-વિક સત્ય સુખન કહેવા માટે વિમાસણ કરતી હતી. માધાને સજળ નેત્રે ઘરમાં આવતો જોઈ તેનું હૃદય ભરાઈ આવ્યું. પતિના કષ્ટથી દુભાએલી પત્નીની આંખોમાંથી ચોધાર આંસુ ચાલવા લાગ્યાં. માધો ઓરડામાં જઇ બેઠો. તે પણ તેની પાછળ જઇ ઉભી. માધો તેને રોતી જોઇ દિલાસો આપવા લાગ્યો.

**માધો**—સ્ત્રી દિલગીર શા માટે થાય છે? માણસને કર્યાં કર્મ ભોગવ્યા વિના છુટકો નથી. અત્યારે પરમેશ્વર સિવાય આપણું કોઇ નથી.

**માધાની સ્ત્રી**—નાથ ! ત્યારે હવે શું કરશું ? દેવું કેવી રીતે ભરશું ? ઘરમાં વાલની વીંટી પણ નથી. કરજ ચુકાવ્યા સિવાય દુષ્મન થયેલા કુટુંબીઓ તમને કળ વળવા નહી દે. હે પ્રભુ ! તેમને સોગંદ

આપતાં જરા પણ વિચાર ન આવ્યો. દયા ન આવી. હવે આપણું શું થશે.

## ગાયન.

( સોહીણીની-ગઝલ. )

આફત આવી શીરપર સ્વામી, હેવે ધાર્યું શું હશે;
દુઃખ દાવાનળ સળગી ઉઠયો, શાંતિ કેઈ પેરે થશે.
વ્હાલાં વેરી થઇને બેઠાં, મલકાઇ મનમાં હસે;
ખાઇ પીને ખસી ગયાં સહુ, બોલાવે ના ખોટે મસે.
હરી હરી આ કષ્ટ કારમું, જો તું ખસેડે તો ખસે;
સ્હાય સવેળા આવો વિઠ્ઠલ, વાત નહીં તો વહી જશે.

માધો—બસ ! પ્રભુ ઉપર ભરૂંસો રાખી આ મિથ્યા ખેદ તજી તું તારા પીયર જા અને હું બાકીની આપણી મીલકતની વ્યવસ્થા કરી કુટુંબીઓનું કરજ ચુકાવી અન્ય કોઇ સ્થળે વાસ કરીશ અને ધંધો રોજગાર બરાબર હાથ થશે એટલે તને તેડાવી લઇશ. આવા કુટુંબીઓના સહવાસમાં રહેવા કરતાં પરદેશના અજાણ્યા મનુષ્યોમાં નિવાસ કરવો શ્રેષ્ટ છે.

માધાના મુખથી પીયરનું નામ નીકળતાં તેની સ્ત્રીને આવી પડેલ ઉપાધિ દુર કરવાનો ઉપાય સુઝી આવ્યો અને તેથી એકાએક તેને કલેશ ઓછો થઇ ગયો. હૃદયમાં કાયરતાની જગ્યાએ હિંમત પ્રગટી નિરાશાના સ્થાને આશા બંધાઈ. તેણે તરતજ માધાને કહ્યું—"હું તમારાથી પળવાર પણ વિખુટી નહી પડું ! તમારે ઘર છોડી પરદેશ જવાની શું જરૂર છે ? મારૂં કહેવું માનો તો

સઘળી વિપત્તિ ટળી જતાં વિલંબ નહી થાય! માધો તે સાંભળી પૂર્ણસ્નેહથી "તું જેમ કહે તેમ કરવા હું તૈયાર છું. ગમે તે રીતે આ કષ્ટથી છુટું થવાય તો બસ." એટલું બોલી આતુર વદને તે પત્ની તરફ જોઈ રહ્યો એટલે પોતાને સુજેલો રસ્તો પત્નીએ પતીને બતાવ્યો—

## મરાઠી સાખી.

હીત બિચારી સાસરે જાઓ, કર્મ કથા સંભળાવો;
સ્હાય કરશે સ્હેજે સ્વામી, સંકટ સઘળું સમાવો.
લાવો શંકા નહીં હૃદયે, શાણા શીદને શરમાઓ.

માધો—ના ના! એ તો મારાથી નહી બને કેમકે—

## છપ્પો.

ઠીક નીચની સેવ સદા કરજોડી રહેવું,
ઠીક જઈ કરવો વાસ રાનમાં સંકટ સહેવું;
ઠીક મોતની નીંદ વિના મુલે વેચાવું,
ઠીક શત્રુ સંતાપ ઠીક વિદેશે જાવું.
વળી ઠીક હાડનું ચુર્ણ જો કરે ઘંટીમાં દળી,
પણ ધીક યાચવું સાસરે અમર મુખ નીચું કરી.

માધાની સ્ત્રી—સ્વામી! આપણે તેમનું લઈને ન આપવું હોય તો યાચના કરી કહેવાય. તેમની પાસેથી લીધેલા રૂપીઆ મોસમમાં ભરી આપીશું માટે શંકા તજી હું કહું છું તેમ કરો. સાચા સંબંધીઓનો સંબંધ સંકટ સમયેજ કામ આવે છે!

**માધો**—તારી માતાની મને સમ્પૂર્ણ ખાતરી છે. મારા દુઃખથી જરૂર દુભાયા વિના ન રહે પરંતુ આવા પ્રસંગે તેમની પાસે જવા મારૂ મન માનતું નથી માટે તું જા અને મને મારૂં ધાર્યું કરવા દે.

**માધાની સ્ત્રી**—ભલે તમારી ઇચ્છા તેમ કરવાની ન હોય તો કાંઇ નહી! મા પાસે દિકરી માગે તેમાં તમને કાંઇ નામોશી છે! માત્ર તમે મને ગામના પાદર સુધી પહોંચાડી પાછા ચાલ્યા આવજો. કહો! તેમ તો કરશો કે નહી?

માધાના સાસરાની પૈસા સબંધી સ્થીતિ સારી હતી. તે પોતાની પાછળ એક વિધવા અને આ પુત્રી મુકી ગુજરી ગયો હતો. માતાનો પુત્રી પ્રત્યે અપૂર્વ પ્રેમ હતો. એટલે રૂપિઆ મળવા માટે માધાને ખાતરી હતી પણ તેને એમ વિચાર આવતા હતા કે-" આખા કુટુંબ ઉપર કાબુ ધરાવનાર અને પરગણાની પટલાઇ કરનાર પિતાના પુત્રની આ દશા? આ સ્થીતિ! ખચિત દુનિઆં સ્વાર્થની છે! દ્રવ્ય વિનાનો સંસાર વ્યવહાર દુઃખરૂપ છે. કંગાલ હાલતે કુટુંબમાં વસવા કરતાં અરણ્યમાં ફાડી ખાનારા જાનવરોમાં જઇ વાસ કરવો શ્રેષ્ટ છે!" ઇત્યાદિ વિચારોએ તેને જડવત્ બનાવી દીધો. પતિ તરફથી પ્રત્યુત્તર ન મળતાં પુનઃ પત્નિએ કહ્યું. " કૃપા કરી તમે મારી સાથે ચાલો. સમયને માન આપવામાંજ શ્રેષ્ટતા છે" માધાને સ્ત્રીના છેલ્લા શબ્દો સત્ય ભાષ્યા. તેના નિર્મળ પ્રેમ તથા સત્ય ભક્તિથી આવી પડેલું કષ્ટ પળવાર તે વિસરી ગયો અને સાથે જવા કબુલ થયો. તેજ દિવસ અર્ધ રાત્રી વિત્યા પછી દંપતિ ઘરનો બંદોબસ્ત કરી ચાલી નીકળ્યાં, લગભગ પંદર સત્તર ગાઉ જવાનું

હોવાથી બીજે દિવસે સાંજસમયે તેઓ નિશ્ચિત સ્થળે પહોચ્યાં. માધાને ગામમાં આવવા માટે તેની સ્ત્રીએ અતિ આગ્રહ કર્યો પરંતુ તેમ કરવા માધાએ સ્પષ્ટ શબ્દોમાં ના પાડી. પતીને આવી સ્થિતિમાં એકલા જવા દેવામાં ડાહી સ્ત્રીને અનેક અમંગળ શંકાઓ ઉપસ્થિત થઇ જેથી તે સત્વર પોતાની માતાના ઘરે આવી. પુત્રીને અચાનક આવેલી જોઇ માતાએ તેમ કરવાનું કારણ પુછ્યું. પુત્રી શરમાઈ ગઇ ! લજ્જાએ તેને મૌન બનાવી. નિર્દોષ સમય વિચારી શરમનો ત્યાગ કરી પોતાની દુઃખદ કહાણી તેણે માતાને કહી સંભળાવી.

### ગાયન.

( ઓધવજી સંદેશો—એ રાહ. )

**મા૦ સ્ત્રી—** શર્મ તજી મા કર્મ કથા કહું મ્હારી,
કહેતાં મુજને ઝાઝી આવે લાજ જો.
અમે બાળકને ડારો દઇને કુટુંબીએ,
આભૂષણ વેચાવ્યાં કારજ કાજ જો. **શર્મ૦**

આપી ધીરજ ધીયાં નાણાં એ સમે,
કીધું અમને રળી રળી દેજો દામ જો.
વચન વિસારી કર્યો તકાદો કારમો
પીયુજી મ્હારા હારી ગયા છે હામ જો. **શર્મ.**

શર્મ ધરી પાદરથી પાછા પરવરે,
માહી ચિત્તમાં ચિન્તા ઝાઝી થાયજો;

હુએ વ્હાલી દુહીતા દુઃખ દરીઆ વિષે,
સગું નથી કે સિવા ત્રીભોવન રાયજો. શર્મ.

મા૦ સાસુ–શાણી સુતા તું રડમાં ધીરજ ધારને,
બેટા નથી કાંઇ કષ્ટ તણી વીસાતજો;
સમજાવી લાવી હું તારા સ્વામીને,
કષ્ટ વિદારૂ તજને અશ્રુપાતજો. શાણી.

પુત્રીને દિલાસો આપી માતા જામાત્રને સમજાવી ગામમાં લઇ આવવા માટે સત્વર તેની પાછળ ગઇ અને થોડે દુર જતાં માધાને ભેગી થઇ. સાસુને જોઇ માધો લજ્જાથી લેવાણો અને નીચું મુખ કરી ઉભો રહ્યો. સાસુએ તેને ગામમાં આવવા માટે સમજાવી કહ્યું કે—

ગીતી.

સાચુ કહું સમ આપી, નિશંક થઇને મુજ સાથે આવો;
શા માટે શરમાઓ, મિથ્યા શંકા લાવી નહીં જાઓ.

તમારૂં કષ્ટ મારી જાણમાં આવી ગયું છે તેને સારૂ આટલે દરજ્જે અકળાવા કે, ગભરાવાનું પ્રયોજન નથી. મ્હારા પાસે જે કાંઇ છે તે તમારૂં જ છે, એમ સમજી ગામમાં પધારો.” માધો સાસુને કાંઇ પ્રત્યુત્તર આપી શકયો નહીં અને તેની સાથે ઘરે આવ્યો. સાસુએ જામાત્રને એક દિવસ આગ્રહપૂર્વક રોકી સારૂં આતિથ્ય કર્યું. માતાએ પુત્રીને વિદાય કરતી વખતે એક હજાર રૂપીઆ આપ્યા. દંપતિ વડીલનો ઉપકાર માની પાદરમાં આવ્યાં તે વખતે નમ્ર અને પ્રેમભરી વાણીથી સાસુએ જામાત્રને કહ્યું કે—

મા૦ સાસુ— ગાયન.

( મારી લાડકડીની લજ્જતને—એ રાગ.)

અમ સુત સમ શાણા જમાઇ નિત્ય પધારજો રે,
દિલમાં રજ દુખ નહિ ધરતાં સેવા કહાવજો રે.
ધર્મ અમારો એજ છે, લેવી તમ સંભાળ,
ધર્મ થકી તમ પુત્ર છો ઘરૂ ન જુદાઇ લગાર;
કિંચિત કચવાશો નહિં, નથી લેશ ઉપકાર,
અન્ય અવસર પર ખપ પડે, લખજો વારંવાર.

દંપતિ -રૂપિઆ લઈ ઉત્સાહ ભર્યા ઘરે આવ્યાં. માધાએ ધરમશી તથા અમરશીને બોલાવી તેમના લ્હેણા રૂપિયા વ્યાજ સુદ્ધાંત ચુકાવી આપી કહ્યુ કે —" કાકા ! કરજ ચુકાવતાં વિલંબ થયો છે તે માટે માફ કરશો. હું પ્રાર્થના કરીને કહું છું કે, હવે પછી મારા જેવી દુઃખદ દશા તમે કોઇની કરશો નહિ. તમે વચનહારી સ્ત્રીઓના ચડાવ્યા મારી લાજ લેવા તૈયાર થયા હતા પરંતુ નિર્દોષના ઉપર ઈશ્વરની હંમેશાં દયાદૃષ્ટી રહે છે. તેણે હું નિરાધારની આબરૂ સાચવી લીધી છે બાકી તમે ઘરડાની કહેવત ખરી પાડી આપી છે કે—

સાખી.

દી ઉઠાડે દિકરા, કાં વહુઓ કાં વરા;
કંઇકિ કંઇક પાડોશી, નહિ તો પિત્રાઇ તો ખરા.

બસ, આ બળતા હૃદયે જે કહેવાનું હતું તે કહી દીધું છે. બાઇ બાઇની સગાઈ ન્હાઈ ધોઈ સ્નાન સુતકને સુછ મુંડનમાં સગાઈ

છે ને આપણા સંબંધની પણ આજે અવધી આવી ગઇ છે, પધારો, વારૂં ન લગાડશો.

માધાનાં આ માર્મિક પણ સત્ય વચનો બંનેના હ્રદયમાં આરપાર ઉતરી ગયાં. તેઓ કાંઇપણ બોલ્યા સિવાય રૂપિયા લઇ ઘેર ચાલતા થયા. ધરમશી કાંઇક સ્વભાવે ભોળો ને ઉતાવળીઓ હતો પણ અમરશી મહા ડંખીલો ને ઝેરી હતો. માધાનાં વચનો તેને શલ્ય સમાન સાલતાં હતા. રૂપિયા ઘરે મુંકી તે ધીમે રહીને ધરમશી પાસે આવી બોલ્યો.

અમરશી- દોહરો.

કરી પહેલ સહુએ વ્યાજ મુડી લીધી,
બાંહ્યધરી પચાણની વિસારી દીધી;
ધર્મશી વિચારી જો કબુલ કીધી,
પતે નાણું નહિ તો કાળી ટીલી લીધી.

અલ્યા ધમા! પચાણભાઇના રૂપિયાની ખોળાધરી આપણી છે ને જો માધા પાસેથી એમના રૂપિયા નહિ પતાવીએ તો ઘરમાંથી આપવા પડશે, તેનું શું ધાર્યું ?

ધરમસી—તે બાબત મારા લક્ષમાં છે અને શું કરવું તેનો વિચાર પણ કરી મુકયો છે. દશેક દિવસ જવા દઇ પચાણને કાગળ લખી આંહી તેડાવી ખાનગીમાં કહી દેવું કે અમે અમારા રૂપિયા લઇ લીધા છે અને તમે પણ તમારા લઇલ્યો નહિં તો પછી આ વખત વિતે અમે કાંઇ જવાબ નહિ દઇએ.

અમરશી—બરાબર! મુંજીના પીરને એટલું કહેશું એટલે લાવીને લેશું

લેશે અને ત્યારેજ ભાઇ હેઠા બેસશે અને બાઇનું પણ ગુમાન ઉતરશે.

આ પ્રમાણે નિર્દોષ માધાને હેરાન કરવા નવિન કષ્ટ ઉભું કરવાનો બંને જણે મળી સંકેત કર્યો. જન સ્વભાવની પણ બલિહારી છે. એક સ્થળે એક વિદ્વાને કહ્યું છે કેઃ—

દુહો.

સાકર તજે ન સરસપણું, સોમલ તજે ન ઝેર;
સજ્જન તજે ન સહનતા, દુરજન તજે ન વેર.

સાકર અજાંણતાં ખાતાં પણ મીઠાશ આપે છે ત્યારે સોમલ સહજમાં મૃત્યુ નિપજાવે છે. તેવીજ રીતે સજ્જન પુરૂષો નિષ્કામ વૃત્તિથી જ્યારે અન્યના પર ઉપકાર કરે છે ત્યારે દુર્જન પુરૂષો વિના પ્રયોજને પણ શત્રુ બની ઝેરવેરની લ્હાયમાં બળતા રહે છે. ધરમસી તથા અમરશીની પણ કૃતિ તેવીજ હતી. તેમણે દશેક દહાડા જવા દઇ—

દુહો.

પત્ર લખી તેડાવીઓ, પચાણને તત્કાળ;
મર્મ સર્વ જાણી ઉઠી, રોમ રોમમાં ઝાળ.

ધરમશીનો કાગળ પચાણને મળ્યો તેજ પળે તે માધાને ત્યાં આવવા તૈયાર થઈ નીકળ્યો અને સાંજ વખતે—

દુહો.

ઘોડે ચડીને આવીઓ, જાણે કાળ લઇ પાસ;
ક્રોધ રૂપ જોઇ કારમું, માધો પામ્યો ત્રાસ.

પચાણને જોતાંજ માધાના પેટમાં ફાળ પડી ને તેનાં ગાત્રો સીથીલ થઇ ગયાં. પ્રલયકાળના મેઘ સમાન તેનું કાળું મુખ અને અગ્નિસમાન લાલ નેત્રો જોઇ તેનું મોં લેવાઈ ગયું; છતાં પણ બનતી ધિરજ રાખી તુરતજ તે હસતા મુખે કાકા પાસે આવ્યો અને—

દુહો.

આવકાર આપ્યો અતિ, નામી મસ્તક પાય
સામું પણ જોયું નહિ, કુટીલ કાળનો રાય.

યમદુત સમાન નિર્દય કાકાએ ભત્રીજાના પ્રણામ પણ ન સ્વિકાર્યા ને સામુય ન જોયું. ઘોડો બાંધી ચોક વચ્ચે ખાટલો નાખીને બેઠો; એટલે.

માધાએ—"કાકા! પાણી લાવું?"

પચાણ—(જવાબમાં આંખના ડોળા કાઢી ક્રોધથી ધ્રુજવાતા અવાજે કહ્યું કે) જ્યાં સુધી મારા રૂપિયા ન મળે ત્યાં સુધી મારે તારાં ઘરનું અન્ન, પાણી હરામ છે. અને તારે પણ હરામ છે. અલ્યા! ધરમશી અમરશીએ રૂપિયા આપ્યા હતા અને મેં શું કાંકરા આપ્યા હતા, કે તેમના રૂપિયા પતાવ્યા અને મારો તો ભાવ પણ પુછ્યો નહિ."

માધો, કાકાના શબ્દોથી કંપી ઉઠયો, પ્રત્યુત્તર આપવા જેટલી પણ શક્તિ તેનામાં રહી નહી તોપણ મુશ્કેલીથી હિંમત લાવી તે બોલ્યો.

માધો—કાકા, આટલો ઉગ્ર ક્રોધ શા સારૂ કરો છો, જરા મારી વાતતો સાંભળો, તમે પણ તેમના જેવા નિર્દય થાઓ છો. આ બાળક પર કાંઇક દયા લાવો અને ક્રોધ તજી જરા શાન્ત થાઓ.

**પચાણ—**મારે તારી લાંબી વાતો સાંભળવી નથી. મારા રૂપિ-આનું શું કહે છે?

**માધો—**તમારા રૂપિયા દેવા છે પણ લાચારછું કે અત્યારે મારાથી રોકડા રૂપિયા બની શકે તેમ નથી. જોઇએ તો મારા બળદ વગેરે ઢોરાં ખંડીલ્યો. પણ કૃપા કરી અત્યારે મારી આબરૂ રાખો.

**પચાણ—**મારે તારાં ઢોરઢાંખર કાંઇએ જોઇતાં નથી. ચાલ હરાજ કર કે ચાલ તો માઝનમાં મુંક.

'મારે તો મારા રૂપિયાનો ખપ છે'. એમ કહી રાક્ષસથી પણ અધિક વિકરાળ બનેલો કાકો લાબો થઇ ખાટલામાં સુતો. માધાને ખાતરી થઈ કે જરૂર આ ધરમશી અને અમરશીનું કામ છે અને ગમે તે યત્ને પણ તે સમજનાર નથી પરંતુ આજીજી કરવા સિવાય તેને અન્ય માર્ગ નહોતો જેથી તેણે પુનઃ સજળ નયને કહ્યું "કાકા! કૃપા કરો ને છેક નિર્દય ન થાવ, તમારાં નાણાં ખોટાં નહિ થાય, સવારના ભુખ્યા હશો, મને રસોઇ કરાવવાની આજ્ઞા કરો ને લાંધવું રહેવા દ્યો." આમ માધાએ ઘણી આજીજી કરી પરંતુ તે ડોસાને પાકો ગુરૂમંત્ર મળ્યો હતો કે નરમ થયે નાણાં નહિ મળે તેથી કૂર કાકો કૃપાવંત ન થયો. જવાબ દેવાના બદલે તે અવળું જોઇ સુતો એટલે માધો નિરાશ થઇ ઘરમાં આવ્યો; ખરે!

## દુહો.

**અભાગ્ય ઉછળે મનુષ્યનું, કદ કથ્યું નવ જાય;**
**માણેક મુઠી ખોલતાં, રાખ દ્રષ્ટીએ થાય.**

માધાના દુરભાગ્યે બરાબર ઉછાળો માર્યો હતો. હજુ તેની વિશેષ કસોટી બવી અવશેષ હતી.

ઘરમાં આવી તેણે પોતાની સ્ત્રીને સઘળી બીના કહી સંભળાવી, જણાવ્યું કે, મેં ડોસાને ઢોરઢાંખર વગેરે સર્વસ્વ સોંપી દેવાનું કહ્યું છતાં, માનતા નથી અને આપણી પાસે હવે એક પાઇ સરખી પણ નથી. ખરેખર આતો આપણું કોઇ મહાન પાપ પ્રકાશ થયું જણાય છે.

**સ્ત્રી**—નાથ! તમે નિર્દોષ છો, હું નિર્ભાગીએ જ્યારથી આપના ઘરમાં પગ મુકયો છે ત્યારથી તમને એક દિવસ સુખ કે શાંતિ મળી નથી. દૈવનો રોષ મારાપર હો.

**માધો**—શાણી સ્ત્રી! એવું ન લગાડ, ઇશ્વર આપણાં પાપકર્મો પકવી આપણી કસોટી કરે છે. દુઃખના અંતે સુખ હોય છે, માટે શોક તજી શાંતિ ધર, દુનિયામાં કહેવાનાં સગાં સંબંધી ખચિત સ્વાર્થનાંજ સગાં છે.

**સ્ત્રી**—નાથ! આ દિવસ દૈવે કયાં રાખી મુકયા હશે? તમારૂં કષ્ટ જોઇ મારૂં હૃદય ફાટી જાય છે, ચીરાઇ જાય છે, વ્હાલા! ફરી એકવાર તેમની પાસે જાવ, ઇશ્વર કૃપા કરશે અને એ કૃપણ કાકાની મલીન મતિ જરૂર ફેરવશે.

**માધો**—પ્રિયા! એ આશા ફોકટ છે. દૈતને દયા ન હોય, હવે તેની પાસે જતાં મને મહાન ત્રાસ આવે છે.

**સ્ત્રી**—નાઉમેદ ન થાવ, કગરવા સિવાય અન્ય ઉપાય નથી, આપણ નિર્દોષીની પ્રાર્થના પ્રભુ અવશ્ય સાંભળશે.

આ પ્રમાણે સ્ત્રીનો પ્રેરેલો માધો પુનઃ હિંમત ધરી કાકા પાસે આવ્યો અને હાથ જોડી બોલ્યો—

ગાયન.

(રાગ-રામાયણની ચોપાઈ.)

તજો ન વડીલ, વડાઈ તમારી;
વખત વિચારો, કૃપા કરી મારી.
ધર્મ તજો કાં, વચન વિસારી;
હાથ તમારે છે, લાજ અમારી.
રોષ તજોને, દયા દિલ આણી;
કાળ જશે રહેશે. આ કહાણી.
અસત્ય વચન નહીં મુખ ઉચ્ચારૂં;
ધિર ધરે બનશે, સહુ સારૂં.

આમ વિધ વિધ રીતે સમજાવવા છતાં પણ પચાણ ન સમજ્યો, પણ ઉલટો ચોકમાંથી ખાટલો ઉપાડી લઇ ઘોડો બાંધ્યો હતો તે ઘરમાં ગયો અને ઘોડા પાસે ખાટલો પાથરી સુતો એટલે માધો નિસાસો નાંખી ઘરમાં આવ્યો કોઇએ પણ આહાર ન કર્યો. અનેક ચિંતાઓનું ચિંતવન કરતાં કરતાં દુઃખી દંપતી રાત્રી વિતાવવા લાગ્યાં. આંહી પચાણ પણ મધ્ય રાત્રી વિત્યા પછી નિદ્રાવશ થઇ ગયો.

જે ઘરમાં પચાણ સુતો હતો તે ઘર અગોચર-અવાવરૂ હતું, તેમાં ખેતીવાડીનો સરસામાન તથા ઢોર રાખવામાં આવતાં હતાં. બિચારા માધાને પણ નિરધન બ્રાહ્મણ તૃષ્ણાશંકરની માફક કષ્ટની બરકત થયે જતી હતી.

માણસ નિરંતર માયામાં ગોથાં ખાધા કરે છે, પણ પગલા નીચે મૃત્યુ છે તેનો તેને ખ્યાલ સરખો પણ નથી આવતો. પચાણના પણ તેમજ થયું.

દુહો.

કાળ ગતી વિચીત્ર છે, આવ્યો ત્યાં ભોરંગ;
નાગ ડંશ થયો તે સમે, વિષ વ્યાપીયું અંગ.

સર્પ ડંશ થતાંજ પચાણ પરલોક સિધાવી ગયો. તેનું દાટયું સાટયું સર્વે જ્યાંનું ત્યાં પડયું રહ્યુ. લોભી મનુષ્યની એજ ગતી થાય છે. કીરતારના દરબારમાં શુદ્ધ ન્યાય છે. કરણીનું ફળ પ્રાણી માત્રને મળે છે. પ્રાતઃકાળે વ્હેલો ઉઠી માધો કાકાની ખબર કાઢવા તેની પાસે ગયો. તપાસ કરતાં સર્પ ડંશથી કાકા યમદુતના સાથે વિદાય થયા હોય તેમ જણાયું. તુરતજ તેણે ઘરમાં આવી સ્ત્રીને કહ્યું "ગજબ થયો, કાકા સર્પ ડંશ થવાથી મૃત્યુ પામ્યા છે.

સ્ત્રી—હાય હાય !! હવે શુ થશે ? સ્વામી ! જરૂર આપણો વિનાશ થવા બેઠો છે. હવે આપાણું બેલી કોણ થશે ?

માધાએ આવા અણીના પ્રસંગે પોતાની સ્ત્રીને દિલાસો દેતાં જણાવ્યું કે—

પદ.

સાચો બેલી છે પ્રિયે હવે કીરતાર,
ભક્તની ભીડનો છે એરે ભાગનાર;
ધ્રુવ કુંવરને જેણે, સ્થીર કરી સ્થાપ્યા,
પીડા પ્રહલાદની પણ, એછે હરનાર. સાચો.
મહેતાને માળા આપી, આવી મંડપ માંહી,
મીરાંને માથેથી ટાળ્યો, ભવ કેરો ભાર. સાચો.
વિશ્વાસે રહેજે વ્હાલી, વિઠ્ઠલ વરને તું તો,
રાખે જેને રામ તેને, કોણ મારનાર. સાચો.

અળગા સંબંધી થયા, આશાઓ આપી કુડી,
બૂડી વેળાના બેલી, બનોને આધાર. સાચો.

સ્ત્રી—અરેરે ! કુટુંબી સહુ દુશ્મન થઇ બેઠા છે, એટલે તેમના તરફથી દિલાસાની લેશ પણ આશા નથી. નાથ ! ઇશ્વર પણ હવે આપણો રહ્યો નથી.

માધો—આફત કાળે અતિ શોચ કરવાથી મતી મુંઝાઇ જાય છે. હવે બહુ દુઃખીઆને દુઃખ નહિ અને બહુ રૂણીને રૂણ નહિ; વાસ્તે હિંમત રાખ, આ વાત છુપાવી છુપાવાય તેમ નથી. હું ધરમશી તથા અમરશી કાકાને ખબર કરૂં, પછી જેમ થવાનું હશે તેમ થશે.

એમ કહી માધો ધરમશીની પાસે આવ્યો. તેના નેત્રોમાંથી આંસુ ટપકતાં હતાં. ધરમશીને જોઈ તે વધારે રોવા લાગ્યો. તે જોઇ ધરમશીના હૃદયમાં પણ કરૂણા પ્રકટી. તે અમરશી જેવો દુર્જન નહોતો. તેણે માધાને ધિરજ આપી રોવાનું કારણ પુછ્યું. માધાએ બનેલો બનાવ સવિસ્તર કહી સંભળાવ્યો. માધાની વાત સાંભળી ધરમશી પ્રથમ તો બહુ ગભરાઇ ગયો, પરંતુ માધાની નિર્દોષતાએ તેને હિંમત આપી. તુરતજ સઘળા ભાઇઓ ભેગા થયા અને ધરમશીના સમજાવ્યાથી સહુએ મળી કાંઈપણ વિલંબ કર્યા સિવાય પચાણના પ્રેતને–શબને સ્મશાનમા લઇ જઇ અગ્નિદાહ કર્યો. સર્પડંશથી પચાણનું મૃત્યુ થયાની વાત ગામમાં પ્રસિદ્ધ થઇ પણ સારા ભાગ્યે તે દિવસે પોલીસ પટેલ ગામમાં હાજર નહોતો, એટલે તેના તરફથી કાંઇ ઉપાધિ આવી નહિ.

શ્રોતાજનો ! અજ્ઞાન બૈરાંઓની વગર સમજી વાતો કેટલું નુકશાન કરે છે તે પણ આ આખ્યાન પરથી સહજ સમજી શકાય

છે. પચાણના એકાએક મૃત્યુથી ડરી સત્વર કરવામાં આવેલ અગ્નીદાહને લીધે મુર્ખ સ્ત્રીઓએ તેના મરણ વિશે વિધવિધ પ્રકારની વાતો કરવા માંડી. કોઇ કહે કે "માધાએ પચાણને રાતમાં મારી નાંખ્યો" આ વાત ધીમે ધીમે પોલીસ પટેલના કાન સુધી પહોચી. તેણે છુપી તપાસ કરવા માંડી તો માધા પાસે પચાણના લેણા રૂપિયા હતા તેથી તે આવ્યો તે દિવસે કાકા ભત્રીજા વચ્ચે મોટી તકરાર થઇ હતી. વળી પચાણનું અકસ્માત મૃત્યુ થવા છતાં ધોરણસર તે બીના જાહેર કરવામાં આવી નહિ, અને તત્કાલ મુડદાને બાળી દેવામાં આવ્યું ઇત્યાદિ પુરાવાની વાતો વિશે તપાસ કરતાં કોઇપણ કુટુંબીઓએ તે વિશે સત્ય હકીકત પોલીસ પટેલને જણાવી નહિ તેથી.—

દુહો.

પોલીસ ધાયો પાધરો, બેડી લીધી હાથ,
પકડી માધાને પછી, કીધો મુશ્કેટાટ;
નીરપરાધે મારીઓ, જુવો સગાનો ઠાઠ,
બે ગુન્હે પકડાવીઓ, ઠીક ઉતાર્યો ઘાટ.

પોલીસ પટેલે માધાને એકદમ કેદ કર્યો. માધાના ઘર આગળ આથી ઘણાં માણસો એકઠાં થઇ ગર્યા હતાં. માધાને હવે સંકટની તથા ફજેતીની હદ રહી નહી. પોલીસના આ કામનો તે કાંઇપણ ભેદ સમજી શકયો નહિ. તેથી તેણે પટેલને પુછવા માંડયું કે.—

સોયણીની ગઝલ.

કહો ગુન્હો કરજોડી યાચું બે ગુન્હે બાંધો નહિં,
કસમ ખાઇ કહું છું સાચું, બે ગુન્હે બાંધો નહિં;

કોણુ જાણ્યો છે સીતમગર, એ ગુન્હે બાંધો નહિં,
રહેમ કરો કંઈ રંક ઉપર, એ ગુન્હે બાંધો નહિં.

પોલીસ પટેલે માધાને કહ્યું કે, "તમારા કુટુંબીઓના પુરાવાથી પચાણનું ખુન કરવાનો તમારાપર આરોપ છે ને તેથી તમને કેદ કરવામાં આવ્યા છે." માધાએ પોલીસ પટેલને ખાતરી આપી જણાવ્યું કે "આરોપ બિલકુલ અસત્ય છે, તહોમત તદ્દન જુઠું છે, પચાણનું મૃત્યુ સર્પડંશ થવાથી થયું છે એ સત્ય વાત છે. હું નિરપરાધી છું. મને કેદ ન કરો અને પરમેશ્વરને વાસ્તે કાંઇક વધારે તપાસ કરો, મારા કર્મની કહાણી સાંભળવા જેવી છે." પોલીસ પટેલે કહ્યું કે, "તમારી હકીકત સાંભળવી એ મ્હારૂં કામ નથી, તમારે જે કહેવું હોય તે ન્યાયની કોર્ટમાં કહેજો, હું તમને તેમ કરવાની રજા આપું છું." માધાની માગણીથી પોલીસ પટેલે તેની સ્ત્રીને બોલાવી મગાવી. વિના દોષે પતિને બંધીવાન–કેદી દશામાં જોઇ પતિ પરાયણા સતીને મુર્છા આવી ગઇ. પાસે ઉભેલાં માણસોએ તેને ઢળી પડતી બચાવી લીધી. નિસાસા પર નિસાસા નાંખતી બાળકની પેઠ ભરાઇ આવેલા હૈયે રૂદયાફાટ તે રડવા લાગી. આવો હૃદય ભેદક કરૂણરસ દેખાવ જોઇ પથ્થર સરખાં કઠોર કલેજાં પણ પીગળી ઉઠયાં. પ્રેક્ષકોની આંખો અશ્રુથી ઉભરાવા લાગી. માધો અત્યાર સુધી નીચું નિહાળી જડવત્ ઉભો હતો. તેના જ્ઞાનતંતુઓ ચેતન રહીત થઇ ગયાં હતાં. સુન્ય હૃદયે ઉભેલા માધાનું પોલીસે ધ્યાન ખેંચી કહ્યું કે, "જે કાંઇ ભલામણ કરવી હોય તે જલ્દીથી કરી લ્યો." માધો દુઃખના ડુંગર નીચે દબાયેલ અંતઃકરણે નિશ્વાસ નાંખી બોલ્યો, "બહુસારૂ બાઇ" તેણે ટપકતે અશ્રુએ પોતાની પ્રાણવલ્લભા

તરફ પ્રેમ દ્રષ્ટી કરી કહેવા માંડયું, " મારા સુખ દુઃખની સમભાગી સ્ત્રી ! આ સમય રૂદન કરવાનો નથી, તારા પુષ્પથી પણ કોમલ કલેજાને જરા દ્રઢ-મજબુત બનાવ. દુશ્મનો આપણી હાંસી કરે છે. આપણી નિર્બળતા જોઇ દૈવરાજી થાય છે. ઇશ્વર જેવી કોઈ વસ્તુ જો જગતમાં હસ્તિ ધરાવતી હશે અને " सत्यमेवजयति " એ સનાતન સિદ્ધાંત જો સાચો હશે અને મન વચન અને કર્મથી જો હું નિરપરાધિ હોઇશ તો કઠણાઇના આ દિવસો પુરા કરી હું પાછો આવીશ. નહિ તો આ છેલ્લી ભેટ સમયે એટલી હું યાચના કરૂં છું કે એક નિર્ભાગી પતિ તરિકે મારા પાને પડી તને જે કષ્ટ પડયાં છે તે માટે હું શરમીંદો થઇ તારો સદા રૂણી રહીશ. મારાથી તને સ્વપ્ને પણ સુખ આપી શકાયું નથી, નયનની કીકી સમાન વહાલી ! તેં એક આદર્શ ધર્મપત્ની તરિકે સાચા હૃદયે મારી જે સેવા બજાવી છે તથા આફતોમાં જે અદ્વિતીય સ્નેહ નિભાવ્યો છે, તેને તારી આ ગુણ ચોર રૂણી પતિ આ ભવમાં, અરે કોઇપણ જન્મમાં વિસરનાર નથી, એ મારા છેલ્લા શબ્દોની તું પ્રતિતી રાખજે " એટલું બોલી કલેશથી રૂંધાતા કાળજે દુઃખથી દ્રઢ થઈ માધાએ પોલીસને કહ્યું " ચાલો ભાઇ ! મને જ્યાં લઇ જવો હોય ત્યાં લઇ જાઓ " આ દુઃખી દંપતિના દારૂણ દુઃખમાં ગરકાવ કરનાર દેખાવે પ્રેક્ષકોની આંખોમાંથી આંસુનો વર્ષાદ વરસાવવા માંડયો. સીપાઇઓ બંદીવાન માધાને પશુ પેરે તાણી જવા લાગ્યા, અને તે દુઃખમાં ગાંડી થઇ ગયેલી પ્રેમી નારીએ રાડ પાડી " સીપાઇ ભાઇ ! છેક કસાઇ જેવું કઠોર કાળજુ ન કરો. જરા સબુર કરો ને મારા નાથને એકવાર નેહ ભરી નજરથી મને નિરખી તો લેવાદ્યો " એવા દુઃખ ભર્યા અવાજે પોકાર કરી રડતાં રડતાં તે માધાની બાંય પકડી ઉભી રહી. પોલીસે

આંચકો મારી માધાથી તેને છુટી પાડી કે તરતજ એક ગાઢ નિશ્વાસ નાંખી દેહ દશાના ભાનવિનાની તે સ્ત્રી ભુમીપર ઢળી પડી. ભેગાં થયેલ સ્ત્રી પુરૂષોએ તેને દિલાસો આપવા માંડયો. "અરે બાઇ! આવેલું આળ કાંઇ આમ કલેશ કરવાથી દુર થશે? ચંદ્ર સૂર્ય જેવા દેવોને પણ આવરણ આવ્યાં છે તો મનુષ્યનું શું ગજુ છે? તારાં પીઅરીઆં પહોચતાં છે ત્યાં જા ને તેમને મળી .બને તેટલો પ્રયાસ કર. તે નિર્દોષ છે ને કાલ છુટી જશે. જુઠાનું સાચું થાય એવું પ્રભુના ઘેર છેક અંધારૂ હોતું નથી" ઇત્યાદિ દિલાસાનાં વચનોથી સચેત થયેલ તે સ્ત્રીને હિંમત આવી, ઉભી થઇ ઘેર ગઈ ને બીજેજ દિવસે પોતાના પીઅર જઇ કોઈપણ રીતે પતિને મૂક્ત કરવા પ્રયત્નશીલ થઈ. માધાની સાસુએ પોતાના સાચા કુલીન જમાઇને બચાવવા-છુટા હાથે ખર્ચ કરવા માંડયું અને માધા તરફથી એક બાહોશ ધારા-શાસ્ત્રી-વકીલ રોકવામાં આવ્યો.

મુકરદમો સુનાવણી ઉપર આવતાં ન્યાયાધિશે બંને બાજુના પુરાવા બારીકીથી તપાસવા માંડયા. જે દિવસે પુરાવો લેવાઇ રહ્યો તે દિવસે બંને પક્ષને ન્યાયાધિશે સુચના આપી કે કેસમાં પડેલ પુરાવા પર પુખ્ત વિચાર કરી આવતી કાલે નિર્ણય જણાવવામાં આવશે. કામ પુરૂ થતાં હંમેશના રિવાજ મુજબ કેદી માધાને જેલમાં લઇ જવામાં આવ્યો. આજની રાત તેને પોતાના જીવનની છેલ્લી રાત્રી ભાસવા માંડી. પોતાની નિરાધાર થઇ પડેલી પ્રાણવલ્લભાની પ્રેમ મૂર્તીનું પલ પલ ધ્યાન ધરી આખી રાત્રી અશ્રુપાત કરતો અનેક તર્ક વિતર્ક કરતો ફાટી આંખે પ્રભાત થવાની રાહ જોતો બેશી રહ્યો. "હા વિશ્વંભરા! જો પરિણામ વિપરીત આવશે તો મ્હારી નિરાધાર સ્ત્રીનું શું થશે? અનાથ દશામાં તે પોતાનું જીવન કેવી રીતે

વ્યતિત કરશે ? હે દિનબન્ધુ, સત્ય નિધાન પ્રભો ! હું નિર્દોષ માર્યો જઈશ તો તારી લજ્જા જશે, તું રંકનો બેલી છે, મજ નોધારાને તારા વિના અન્ય આધાર નથી " આ પ્રમાણે હૃદયમાં સળગી રહેલા દુઃખ દાવાનળની પ્રચંડ જ્વાલાઓ સમાન વારંવાર અનાયાસે નીકળી આવતા નિશ્વાસથી, ચક્ષુમાંથી અસ્ખલીત અશ્રુધારા વર્ષાવતો તે પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો.

### ગાયન. ગજલ ભેરવી.

( હાથ મારો મુકશો માં એ—રાગ. )

કષ્ટનાં કાળાં વાદળ ચઢીયાં નાથ મારૂં શું થશે;
દુઃખના ડુંગર શીર પર ડુલ્યા હા કેઈ પેરે ખસે;
રોશ તજી કરો રક્ષા સ્વામી બીરદ વિચારી આપનું,
હા હવે નથી ઉગર્યા આરો દીશે ફળ મહા પાપનું.
ગરૂડગામી ન ગાળો વેળા વેગ વધારી આવશો;
પડયો ફાંસો રંક કંઠે અનાથને છોડાવશો.

આ પ્રમાણે સઘળાં સાધનોથી નિસ્સાધન થઈ ઇશ્વર સ્તુતિ કરતો માધો અત્યારે અનાથ મટી ઘડીભરને માટે પ્રભુપદમાં સનાથ થયો હતો. તેના હૃદયમાં અપૂર્વ બળ આવ્યું. શોક, ક્ષોભ કે ભયનો ઘેરો તેના હૃદય પ્રદેશ પરથી ઉડી ગયો હતો. પ્રભુના નામપર આવેલી ખરજ અને શ્રદ્ધાથી તેની મનોહર મુખાકૃતિ વિશેષ મનોહર દેખાતી હતી. આ અર્ધ જાગૃત અને અર્ધ સ્વપ્નવત્ દશામાં અદાલતનો સમય થવા આવ્યો. દારોગો આવ્યો અને જેલનાં દ્વાર ખુલતાં થતા અવાજે તેને બરાબર જાગૃત કર્યો અને ન્યાય મંદીર તરફ

દોર્યો. પ્રેક્ષકોથી ન્યાયમંદીર ચિકાર ભરાઇ ગયું હતું. મુખ્ય દ્વાર તરફથી આવતા બેડીના અવાજે સઘળાઓનું ધ્યાન ખેંચ્યું. નિર્દોષતા તેની મુખાકૃતિપર ઝળકી રહી હતી. એને દ્વારમાં પ્રવેશતાંજ સેંકડો અંતરાત્માઓએ પોતાના સાચા આશીર્વાદોની તેનાપર વૃષ્ટિ કરી. પાંજરામાં તેને ખડો કરવામાં આવ્યો. શાંતિનું સમ્પૂર્ણ સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હતું. અનેક ચક્ષુઓ નિમીષ પણ પલકાવ્યા વિના ન્યાયાધિશને એકી ટશે નિહાળી રહી હતી. છેવટે ન્યાયાધિશે કેસમાં રજુ થયેલ તમામ હકીકતથી સત્યાસત્યની તુલના કરી ફેંસલો આપવા પોતાના આસન પરથી ઉભા થઇ દારોગાને કહ્યું કે—

દુહો.

આરોપી નિર્દોષ છે, નથી વાંક લવલેશ,
તોડો બેડી એહની, અસત્ય છે આ કેસ.

દારોગાએ તુર્તજ માધાને છુટો કર્યો. પ્રેક્ષકોમાં અતુલ આનંદ છવાઇ રહ્યો. સહુ કોઇ ન્યાયાધિશની તર્ક શક્તિની મૂક્ત કંઠે પ્રશંસા કરવા લાગ્યા. માધાએ પિંજરામાંથી નીકળી મુક્ત થઇ ન્યાયાધિશનો ઉપકાર માની નમન કર્યું. સગાં સ્નેહીઓને ભુજ ભરી ભરી પ્રેમથી ભેટયો, અને અંતે સત્યનો જય થયો.

શાંણા શ્રોતાજનો! કરજ કરીને કારજ કરવાની હૃદય ભેદક કરૂણાજનક સત્યકહાણી યથામતિ આપની સમક્ષ રજુ કરી છે જે શ્રવણ કરી આપ બુદ્ધિશાળી મહાશયોને ખાતરી થઇ હશે કે—

## દોહરો.

કેવો કરજનો મરજ કષ્ટકારી,
ગયા દામ થઇ ઇજ્જતની ખુવારી,
રહો દુર સદા કર્જથી વિચારી—કેવો.

માધો આબરૂદાર પિતાનો પુત્ર કરજ કરીને કારજ કરવાના પરિણામે વિધ વિધ પ્રકારના સંકટો સહન કરીને અંતે ખુનનો આરોપી બની પાંજરે પુરાયો. તેનો શ્વસુર પક્ષ સર્વ વાતે સાધન સંપન્ન-સંપત્તિવાન હોવાથી તે ઇશ્વર કૃપાએ સંકટ સમુદ્રને તરી પાર પહોંચી શક્યો, નહિતો શ્રીહરી જાણે તેનો કેવીરીતે અંત આવત. આપ આજથી દ્રઢ સંકલ્પ કરશો કે " કરજ કરીને કે ગજા ઉપરાંત મમત્વથી ખર્ચ કરીને કારજ અવસર તો શું પણ ઘરખરચે કરવું નહિ, અંતમાં મારી નમ્ર પ્રાર્થના કે, પરિબ્રહ્મ પરમાત્મા, તમારા એ સંકલ્પને નિભાવવા તમને સદા સર્વદા બળ આપો; તથાસ્તુ.

## પ્રાર્થના.

### ધનાશ્રી.

જય જય પુરણ કામ, ગીરીજા જય જય પુરણ કામ—જય.
કૃપા વધારી, કૃતી સુધારી, બલીહારૂ સુખ ધામ—ગીરીજા.
કષ્ટ વિદારો, જય વિસ્તારો, ધર્યું કલ્યાણી નામ—ગીરીજા.
પાયે લાગે અમર એ માગે, આપો અવિચલ ધામ—ગીરીજા.

શ્રી ઉમિયા માતાજી જય.

## સમાપ્ત.

# શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ.

જ્ઞાતિ બન્ધુઓના હિતાર્થે કાર્ય કરતી આ સંસ્થાના અને તેણે બજાવેલા કાર્યથી ભાગ્યેજ કોઇ બન્ધુ અજાણ્ હ કાળને અનુસરી આપણી ધાર્મિક, સાંસારિક અને આર્થિક સુધારામાં સહાયભૂત થઈ પડે તેવી કોઇ પણ સંસ્થા અગ્ર હોય તો માત્ર આ સમાજ છે.

દરેક જ્ઞાતિ હિતચિંતક આ સમાજની બેઠકમાં ભાગ સ્વાર્થ અને પરમાર્થ એમ [illegible] ય સાધી [illegible] મમાજના [illegible]ની વાર્ષિક ફી બદલ માત્ર કરવેમે એ[illegible] [illegible] લેવામ છે. વિશેષ હકીકત સમાજના સેક્રેટરીને [illegible] ઑફીસના શિર-નામે પુછવી.

## કડવા વિજય.

જ્ઞાતિ હિતાર્થે પ્રગટ થતા આ માસિક [illegible]નુ લવાજમ ટપા ખર્ચ સાથે રૂ. ૧-૪-૦ રાખવામાં આવ્યું છે. તેનું ઉપજ [illegible] સમાજના ફંડ ખાતેજ હોવાથી સમાજના [illegible] મેમ્બરોએ તે[illegible] અન્ય બન્ધુઓએ આ માસિકના ગ્રાહક થઈ છેલ્લાં આઠ વર્ષો તેણે આપણા જીવનમાં જે ધાર્મિક પ્રવાહ સોજ્ કર્યો છે તે ચ રાખવાની જરૂર છે.

પુરૂષોત્તમ લલ્લુભાઇ તંત્રી.

" કડવા વિજય " ઑફીસ"—વિરમગામ.

